# શ્રીમદ્ ભગવદ્ગીતા

રચનાર:—

સ્વર્ગવાસી પ્રાગજી ઠાકરસી મુળજી.

પ્રકટ કર્ત્તા:—

હંસરાજ પ્રાગજી ઠાકરસી.

---

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

---

આવૃત્તિ પહેલી. ] [ નકલ ૧૦૦૦.

અમૂલ્ય.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

રચનાર:—

સ્વર્ગવાસી પ્રાગજી ઠાકરસી મુળજી.

પ્રકટ કર્ત્તા:—

હંસરાજ પ્રાગજી ઠાકરસી.

---

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

---

આવૃત્તિ પહેલી. ] [ નકલ ૧૦૦૦.

અમૂલ્ય.

ॐ तत्सतपरमात्मनेनमः ॥

આ જગતના માનનીય, વંદનનીય અને ઉદ્ધારક એવા શ્રીકૃષ્ણ પરમાત્માના સ્વમુખેથી ઉચ્ચારેલી આ પવિત્ર શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ગ્રંથને પ્રસ્તાવનાની જરૂર હોઇ શકે નહિ.

ભારતમાં વસ્તી અનેક ધર્મોને માનનારી હિંદુ પ્રજાને તેમજ બીજી પ્રજાઓને આ ગ્રંથ એક એકલો દૃષ્ટાંતરૂપે નહિ, પરંતુ સર્વ રીતે ઉપયોગી મનાય છે. પશ્ચિમના વિદ્વાનોએ પણ આ ગ્રંથને અગ્રસ્થાને ગણેલ છે. આવા એક લોકોપયોગી ગ્રંથનું ભાષાંતર પદ્યમાં મુંબઇના રહીશ સ્વર્ગવાસી ઠક્કર **પ્રાગજી** ડાકરસી મુળજીએ કરેલ છે તે જાહેર પ્રજા સમક્ષ પુસ્તકના આકારમાં મૂકતાં અત્યંત હર્ષ થાય છે. મજકુર સ્વર્ગવાસી ગૃહસ્થે કવિતાનું કેટલું જ્ઞાન મેળવ્યું હતું તે આ ગ્રંથના શ્લોકોના પદ્યમાં ભાષાંતર કરવાની તેમની શક્તિ પુરવાર કરી આપે છે. આ અમૃતરૂપી શ્રીમદ્ ભગવદ્‌ગીતા એ ગૃહસ્થે પ્રગટ કરેલ **શ્રી પ્રમાણ-સહસ્ત્રી**માં છપાયેલ છે તેનો લાભ જનસમાજ વધારે

પ્રમાણમાં મેળવે એવા ઉચ્ચ આશયથી કાલકાદેવીપર આવેલા શ્રી **નરનારાયણ**ના મંદિરના ભાવિક ભક્ત મંડળની તેમજ ત્યાંના અગ્રેસર **મહારાજ**ની પ્રેરણાથી સ્વર્ગવાસી શેઠ પ્રાગજીના પુત્ર શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીની પરવાનગી મેળવી આ ગ્રંથ (જેનો છપામણીનો કુલ ખર્ચ મજકુર મંડળીના એક ગૃહસ્થ તરફથી મળેલ હોવાથી) બહાર પાડયો છે. શ્રી પ્રભુપ્રત્યે વિનંતિ કરીએ છીએ કે જનસમાજ આ ગ્રંથમાં રહેલા રહસ્યનો જીજ્ઞાસાથી લાભ લેશે.

લી૦ સેવક,
છાપનાર.

---

☞ શુદ્ધિ પત્રીકા માટે જુઓ પાના ૨૭૫-૨૭૬.

॥ ॐ तत्सत्परब्रह्मणे नमः ॥

# ॥ श्रीमद्भगवद्गीता ॥

## ॥ अथ प्रथमोऽध्यायः ॥

ધૃતરાષ્ટ્ર કહેછે.

ધર્મભૂમિ કુરૂક્ષેત્રમાં, મળી યુદ્ધ ઈચ્છનાર;
સંજય શું કરતા હતા, મુજ સુત પાંડુ કુમાર ॥ ૧ ॥

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

સંજય કહેછે.

વ્યૂઢ[1] સૈન્ય પાંડવતણું, દેખી દુર્યોધન;
ગુરૂ પાસે જઇ તે સમે, બોલ્યો રાય વચન ॥ ૨ ॥

संजय उवाच ।

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

---

૧ વ્યુહ રચનાયે ગોઠવેલું.

જુઓ ગુરૂ પાંડવતણી, સેના મોટી એહ;
રચેલ દ્રુપદ સુતેજ, તમ શિષ્ય ચતુર છે જેહ ॥ ૩ ॥

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

એમાં શૂરા, યુધ વિષે, અર્જુન ભીમ સમાન;
મહાધનુષી, મહારથ દ્રુપદ, વિરાટ ને યુયુધાન ॥ ૪ ॥

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

ધૃષ્ટકેતુ ને ચેકિતાન, બલિષ્ઠ કાશીરાજ;
પુરૂજિત કુંતીભોજ, નરશ્રેષ્ઠ શૈબ્ય મહારાજ ॥ ૫ ॥

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥

યુધામન્યુ પરાક્રમી, ઉત્તમૌજા બળવાન;
દ્રૌપદિ સુત, અભીમન્યુ, એ સર્વ મહારથિ જાણ ॥ ૬ ॥

युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

[1]દ્વિજવર જાણો તે હવે, શ્રેષ્ઠ આપણા જેહ;
મુજ સેનાપતિ આપને, જણાવવા કહું તેહ ॥ ૭ ॥

असाकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥

આપ ભીષ્મ ને કર્ણ વળી, કૃપ રણજીતજ જેમ;
વિકર્ણ ને ભૂરિશ્રવા, અશ્વત્થામા તેમ ॥ ૮ ॥

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥

બીજા પણ શૂરા ઘણા, મુજઅર્થે જિવ ત્યજનાર;
યુધમાં સર્વે કુશળ છે, [2]વિવિધશસ્ત્ર ધરનાર ॥ ૯ ॥

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

પણ એ રક્ષિત ભીષ્મથી, બળ આપણું અસમર્થ;
ભીમે રક્ષિત એમનું, આ બળ દિસે સમર્થ ॥ ૧૦ ॥

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

---

૧ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ. ૨ નાના પ્રકારનાં.

માટે સૌ [1]માર્ગોવિષે, વિભાગથી થઇ [2]સ્થિત;
આપ બધા ચોમેરથી, રક્ષો ભીષ્મ ખચીત ॥ ૧૧ ॥

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥

પછિ કુરુ વૃદ્ધ પિતામહે, કરતાં તેને રાજિ;
સિંહનાદ કરિને પછી, શંખ વગાડયા ગાજિ ॥ ૧૨ ॥

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

[3]આનક, [4]ગોમુખ, [5]પણવને, શંખો, [6]ભેરી જેહ;
તરતજ વાગ્યાં તે પછી, શબ્દ થયો મહા તેહ ॥ ૧૩ ॥

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

[7]શ્વેત [8]અશ્વવાળા મહત, રથમાં સ્થિત પછી સાર;
કૃષ્ણાર્જુને બજાવિયા, દિવ્ય શંખ નિરધાર ॥ ૧૪ ॥

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥

---

૧ વ્યૂહમાં જવાના માર્ગ. ૨ ઉભેલા. ૩,૪,૫, ૬ વાજાંનાં નામ.
૭ સફેદ. ૮ ઘોડા.

[1]પાંચ જન્ય તે માધવે, [2]દેવદત્ત પાર્થેજ;
[3]મહા પૌંડૂ બજાવિયો, [4]ઘોરકર્મિ ભીમેજ ॥ ૧૫ ॥

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

કુંતીપુત્ર યુધિષ્ઠિરે, [5]અનંતવિજય સાર;
[6]સુઘોષ [7]મણિપુષ્પક બન્ને, [8]માદ્રિસુતે નિરધાર ॥ ૧૬ ॥

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

વળી [9]અપરાજિત સાત્યકી, ધૃષ્ટધુમ્ન, [10]મત્સ્યેશ;
શિખંડી મહારથ, મહા ધનુષી કાશિનરેશ ॥ ૧૭ ॥

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥

અભિમન્યુ મહાબાહુ વળી, દ્રુપદ દ્રૌપદીતન્ન;
સૌએ શંખ બજાવિયા, જુદા જુદા રાજન્ન ॥ ૧૮ ॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८॥

---

૧ વિષ્ણુનો શંખ. ૨ અર્જુનનો શંખ. ૩ ભીમસેનનો શંખ. ૪ ભયંકર. ૫ યુધિષ્ઠિરનો શંખ. ૬ નકુળનો શંખ. ૭ સહદેવનો શંખ. ૮ નકુળ-સહદેવ. ૯ શત્રુએ નહિ જીતેલ. ૧૦ મત્સ્ય દેશના રાજા વિરાટ.

ભેદ્યાં તુજ સુતનાં હૃદય, મહાન શબ્દે તેજ;
[1]પ્રતિધ્વનિથી પૂરતાં, [2]નભ પૃથ્વીને સેજ ॥ ૧૯ ॥

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

પછી [3]કપિધ્વજ અર્જુને, [4]વ્યવસ્થિત તુજ તન;
જોઇ શસ્ત્ર ચાલૂ થયે, ધનુષ ઉગામી રાજન ॥ ૨૦ ॥

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥

[5]હૃષીકેશને તે સમે, કહ્યું આમ મહિપાળ;

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

અર્જુન કહેછે.

બંને સૈન્યના મધ્યમાં, રથ રાખો ગોપાળ ॥ ૨૧ ॥

अर्जुन उवाच ।

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥

---

૧ પડઘો. ૨ આકાશ. ૩ જેની ધ્વજામાં હનુમાનનું ચિન્હ છે. ૪ યુધના ઉદ્યોગ માટે ઉભેલા. ૫ કૃષ્ણ.

જ્યાંલગિ જોઉં એહ જે, [1]યુદ્ધેચ્છૂ સ્થિત નાથ;
મારે આયુધને વિષે, વઢવું કેની સાથ ॥ ૨૨ ॥

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥

વળી દુર્યોધન દુષ્ટનું, યુધમાં પ્રિય ઇચ્છનાર;
જે આ અહીં આવેલ છે, દેખું તે લઢનાર ॥ ૨૩ ॥

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

સંજય કહેછે.

ગુડાકેશથી એ રીતે, સુણિને પુરુષોત્તમ;
બને સૈન્યના મધ્યમાં, રથ રાખી ઉત્તમ ॥ ૨૪ ॥

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥

સર્વ રાયની પાસ વળી, ભીષ્મ દ્રોણ સન્મૂખ;
બોલ્યા જો તું પાર્થ આ, મળેલ, [3]કૌરવમૂખ ॥ ૨૫ ॥

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

---

૧ યુદ્ધની ઇચ્છાવાળા. ૨ અર્જુન. ૩ કૌરવોમાં મુખ્ય.

ત્યાં સ્થિત દીઠા અર્જુને, વડીલ ગુરૂ નિરધાર;
કાકા મામા ભાઇ વળી, પૌત્ર સખા સુત સાર ॥ ૨૬ ॥

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन् पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥

શ્વશુર[1] ને [2]સુહૃદોજ પણ, બન્ને સૈન્યની માંય;
સર્વ બંધુને જોઇ સ્થિત, કુંતીસુત તે ત્યાંય ॥ ૨૭ ॥

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥ २७ ॥

પરં દયાથી યુક્ત થઇ, વદ્યો શોચતાં એમ;

कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

અર્જુન કહેછે.

જોઇ કૃષ્ણ આ [3]સ્વજનને, યુદ્ધેચ્છૂ સ્થિત જેમ ॥ ૨૮ ॥

अर्जुन उवाच ।

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥

---

૧ સસરા. ૨ મિત્ર. ૩ સગા.

મુજ [1]ગાત્રો ક્લેશાયછે, મુખ મુજ બહુ સૂકાય;
કંપ શરીરે થાય છે, ખડા રોમ મુજ થાય ॥ ૨૯ ॥

सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

ગાંડીવ પડેછે હસ્તથી, [2]ત્વચા બળે નિરધાર;
ઉભી હું શકતો નથી, મુજ મન ભ્રમેજ સાર ॥ ૩૦ ॥

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

વળી કેશવ હું જોઉંછું, [3]નિમિત્ત ઉલટાં જોય;
તેથી રણમાં બંધુ હણી, દેખું નહિં કંઇ [4]શ્રેય ॥ ૩૧ ॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥

વિજય કૃષ્ણ, ઇચ્છતો નથી, તેમ સૂખ નહિ રાજ;
રાજ્ય ભોગ જિવિતે કરી, શું અમને મહારાજ ? ॥ ૩૨ ॥

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥३२॥

---

૧ અવયવ. ૨ ચામડી. ૩ ચિન્હ. ૪ કલ્યાણ.

જેને માટે ઇચ્છીએ, ભોગ સૂખ ને રાજ;
તેતો તજી ધન પ્રાણને, આ ઉભા રણમાંજ ॥ ૩૩ ॥

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥**

કાકા, ગુરૂ, પુત્રો તથા શ્વશૂર મામા સાર;
શ્યાલા, પૌત્ર, પિતામહો, સંબંધી નિરધાર ॥ ૩૪ ॥

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥३४॥**

ન ઇચ્છું હણવા એમને, મુજને મારે તોય;
રાજ્ય [1]ત્રિલોકી માટ પણ, [2]ભૂ અર્થે કિમ સોય ॥ ૩૫ ॥

**एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।**
**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥**

વળી કૌરવને મારી શું, અમને લાભ જણાય;
એ [3]આતતાયીને હણી, પાપજ અમને થાય ॥ ૩૬ ॥

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

---

૧ ત્રણ લોકનું. ૨ પૃથ્વી. ૩ બાળનાર, ઝેર દેનાર, હાથમાં શસ્ત્ર લઈ મારવા આવનાર. તથા ધન, ક્ષેત્ર અને સ્રીનું હરણ કરનાર એટલા આતતાયી કહેવાય છે.

માટે બાંધવને અમે, હણવાને નહિં યોગ્ય;
સ્વજનોને માધવ હણી, થઇયે કિમ સુખ જોગ્ય ॥ ૩૭ ॥

तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥

જો હણાયલા લોભથી, દેખે નહિં કંઇ એહ;
દોષ [1]કુલક્ષયકૃત તથા, મિત્ર દ્રોહમાં જેહ ॥ ૩૮ ॥

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥

પણ જનાર્દન કેમ અમે, દોષજ એ જોનાર;
નિવૃત્ત થવા આ પાપથી, નહિં કરીએ વિચાર ॥ ૩૯ ॥

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

ક્ષય પામે કુલ નાશથી, પુરાણ જે કુળધર્મ;
ધર્મનાશથી કુળ બધે, વ્યાપી જાય અધર્મ ॥ ૪૦ ॥

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

---

૧ કુળના ક્ષયથી થએલ.

અધર્મના જોરે કરી, કુળસ્ત્રિયો દોષાય;
કૃષ્ણ, દુષ્ટ સ્ત્રીઓ વિષે, સંકર વર્ણજ થાય ॥ ૪૧ ॥

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

કુળઘાતીના વંશને, સંકર નરકાર્થેજ;
ક્રિયા લુપ્ત એની પડે, પિતરોપણ નરકેજ ॥ ૪૨ ॥

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

સંકરકારક દોષ જે, કુળઘાતીના એહ;
ડુબેજ તેથી જાતિ, કુળધર્મો [1]શાશ્વત જેહ ॥ ૪૩ ॥

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥**

કુળધર્મોથી ભ્રષ્ટનો, વાસ નરકમાં સાર;
થાય નિત્ય હરિ, એ અમે, સાંભળિયે નિરધાર ॥ ૪૪ ॥

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

---

૧ હમેશના.

અરે મોટું પાપ અમે, કરવા થયા તૈયાર;
ઉભા રાજસુખાર્થ જે, બંધુ હણવા સાર ॥ ૪૫ ॥

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

શસ્ત્રધારી જો કૈરવો, સામે નહિ થાનાર;
શસ્ત્રરહિત મુજને હણે, તો મુજ હિત નિરધાર ॥ ૪૬ ॥

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥

**સંજય કહેછે.**

એમ કહી રણમાં પછી, મૂકી [1]શર ને [2]ચાપ;
બેઠો અર્જુન રથ વિષે, યુક્ત શોક સંતાપ ॥ ૪૭ ॥

**संजय उवाच ।**

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**

———:०:———

---

૧ બાણ. ૨ ધનુષ.

# ॥ अथ द्वितीयोऽध्याय ॥

સંજય કહેછે.

એમ દયાથી યુક્ત વળી, [1]અશ્રુભ્યાપ્રેજ નેણ;
તે શોચંતાને કહે, મધુસૂદન આ વેણ ॥ ૧ ॥

संजय उवाच ।

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

શ્રી ભગવાન કહેછે.

પાર્થ થયો મોહ ક્યાંથી, આ તુજને સંકટમાંય;
[2]નીચજુષ્ટ, અસ્વર્ગ્ય વળી, અપશય જેથી થાય ॥ ૨ ॥

श्री भगवानुवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

---

૧ આંસુથી ભરેલા. ૨ નીચ પુરૂષે સેવેલ.

થામા કાયર પાર્થ, એ ઘટે ન તુજને સાર;
મૂકી હૃદય [1]દૌર્બલ્યને, ઊઠ શત્રુ પિડનાર ॥ ૩ ॥

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

અર્જુન કહે છે.

ભીષ્મ દ્રોણ પ્રત્યેજ હું, મધુસૂદન રણમાંય;
કેમ વઢું બાણે કરી, મુજ એ પૂજ્ય મનાય ॥ ૪ ॥

अर्जुन उवाच ।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

અહીંજ [2]અર્થી ગુરૂને હણી જે,
હું ભોગવું ભોગ, રૂધીરથી તે;
લિંપેલ, અહિં તેથી ભિક્ષાજ સારી,
[3]મહાનુભાવી ગુરૂને ન મારી ॥ ૫ ॥

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

---

૧ દુર્બળપણું. ૨ મતલબી. ૩ મોટા પ્રભાવવાળા.

એઓ જિતે વા અમથી જિતાય,
  ન જાણીએ શાથી રૂડું જ થાય:
જેને હણીને જિવવા ન ચાહેં,
  તે કૌરવે તો [1]પ્રમુખે ઉભાયે ॥ ૬ ॥

न चैतद्विद्मः कतरन्नो गरीयो
  यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम–
  स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

[2]દૈન્યે કરી નષ્ટ સ્વભાવવાળો,
  હું ધર્મમાં મૂઢ પુછું દયાળો;
જે શ્રેય છે નિશ્ચિત તે કહોને,
  હું શિષ્યને આશ્રિત છું વદોને ॥ ૭ ॥

कार्पण्यदोषोपहतस्वभावः
  पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
  शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

---

૧ સન્મુખ. ૨ દુઃખથી થયેલ નમ્રવૃત્તિ.

પામું ભુમીનું અરિવીણ રાજ,
થાઉં કદી હું વળી દેવરાજ;
જોતો નથી તોય કંઇ ઉપાય,
જેથી [1]મુજેંદ્રીં [2]શુષ શોક જાય ॥ ૮ ॥

न हि प्रपश्यामि ममापनुद्याद्
यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

સંજય કહેછે.

હૃશિકેશને એમ વદિ, શત્રૂતપ અર્જુન;
નહીં કરૂં યુધ, એમ કહિ, થયો [3]મૂક રાજન ॥ ૯ ॥

संजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूवह ॥ ९ ॥

બોલ્યા ત્યાં પછિ કૃષ્ણ [4]નૃપ, હસતા હોયનિ તેમ;
બને સૈન્યના મધ્યમાં, તે ખેદીને એમ ॥ ૧૦ ॥

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥ १० ॥

---

૧ મારી ઇદ્રિય. ૨ શોષણકરનાર. ૩ મુંગો. ૪ રાજા, ધૃતરાષ્ટ્રનું સંબોધન છે.

શ્રીભગવાન કહેછે.

અશોચ્યને[1] શોચેછ તું, બોલેછ પંડિત વાણ;
પણ પંડિત શોચે નહીં, મૃત જિવતાને જાણ ॥ ૧૧ ॥

श्री भगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥ ११ ॥

કદી નહીં હું એમ નહિં, આ નૃપ ને તું તેમ;
એમ હવે પછિ આપણે, નહિ હોયેં નહિ એમ ॥ ૧૨ ॥

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

આ [2]વપુમાં જિવને, [3]શિશૂ, [4]યુવા [5]જરાવય હોય;
તેમ પ્રાપ્તિ દેહ [6]અન્યની, નહીં ધીર ત્યાં મોય ॥ ૧૩ ॥

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

શીત ઉષ્ણ સુખ દુઃખને, [7]વૃત્તિસ્પર્શ દેનાર;
આવે, જાય, [8]અનિત્ય તે, સાંખી લે તું સાર ॥ ૧૪ ॥

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

---

૧ શોચ ન કરવા લાયક. ૨ શરીર. ૩ શિશુવય-બાલ્યાવસ્થા. ૪ યુવા વય-યુવાન અવસ્થા. ૫ જરાવય-ઘડપણ. ૬ બીજા. ૭ ઇંદ્રિયોની વૃત્તિનો વિષયની સાથે સંબંધ. ૮ અસ્થિર.

સુખ દુઃખ [1]સમ ગણુનાર જે, ધીર પુરૂષને એહ;
કરે નહીં [2]નરવર [3]વ્યથા, પામે [4]મોક્ષજ તેહ ॥ ૧૫ ॥

यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

[5]ભાવ [6]અસતનો તોય નહિ, [7]સતનો નહીં [8]અભાવ;
જાણ્યો નિર્ણય, એતણો, [9]તત્વવિદોયેં સાવ ॥ ૧૬ ॥

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

તે અવિનાશી જાણ સૌ, વ્યાપ્યું જેણે આય;
કરવા લય [10]અવ્યય તણો, સમર્થ નહિ કો થાય ॥ ૧૭ ॥

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

અપ્રમેય અવિનાશિ નિત, આત્મા તેના દેહ;
નાશવંત કહેવાય આ, તું યુધ કર માટેહ ॥ ૧૮ ॥

अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

---

૧ સમાન. ૨ નરમાં શ્રેષ્ઠ. ૩ પીડા. ૪ જન્મ-મરણથી છુટી બ્રહ્માનંદની પ્રાપ્તિ. ૫ ત્રણે કાળમાં હોવાપણું ૬ જગદાદિ પ્રપંચ. ૭ આત્મા. ૮ નાશ. ૯ આત્માતત્વને જાણનાર. ૧૦ નાશ રહિત. ૧૧ વેદાંતમાં કહેલાં પ્રત્યક્ષાદિ ૭ પ્રમાણે કરીને પણ પ્રમાણ કરવાને અશક્ય.

જે એને હણનાર વળિ, હણેલ માને જેહ;
તે બન્ને જાણે નહીં, હણે હણાય ન એહ ॥ ૧૯ ॥

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ १९ ॥

આ જન્મતો વા મરતો નથી આ,
કદી થઇને ન બને ફરી આ;
અજન્મ આ નિત્ય, પુરાણ શાશ્વત્,
હણે શરીરે ન હણાય આ સત્ ॥ ૨૦ ॥

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

અવ્યય નિત્ય અનાશિ [1]અજ, જાણે આને જેહ;
અર્જુન કેને કઇ રિતે, હણે હણાવે તેહ ॥ ૨૧ ॥

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥ २१ ॥

---

૧ જન્મરહિત.

વસ્ત્રો જુનાં મૂકી નરોજ જેમ,
બીજાં ધરે વસ્ત્ર નવીન તેમ;
શરીર જૂનાં ત્યજિ જીવ એહ,
બીજાં ધરે દેહ નવીન જેહ ॥ ૨૨ ॥

**वासांसि जीर्णानि यथा विहाय**
**नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णा-**
**न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥**

છેદે એને શસ્ત્ર નહિ, અગ્નિ નહિ બાળેહ;
વાયૂ તો શોષે નહીં, જળ પણ નહિ સાડેહ ॥ ૨૩ ॥

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ २३ ॥**

એજ [1]અદાહ્ય [2]અશોષ્ય વળિ, [3]સ્થાણૂ ને [4]અક્લેદ્ય;
નિત્ય, [5]સર્વગત અચળ છે, એ [6]સનાતન [7]અછેદ્ય ॥ ૨૪ ॥

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥**

---

૧ દહન થવા અશક્ય. ૨ શોષણ થવા અશક્ય. ૩ એકજ રૂપે રહેનાર. ૪ પીડા કરવા અશક્ય. ૫ સર્વવ્યાપક. ૬ પુરાણ. ૭ છેદવા અશક્ય.

વળિ [1]અવ્યક્ત [2]અચિંત્ય એ, [3]અવિકાર્યજ કહેવાય;
એવું જાણી, શોચ તું, કરવા યોગ્ય ન થાય ॥ ૨૫ ॥

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

જો એને નિત જન્મતો, મરતો માને તોય;
મહાબાહુ એ શોચ તું, કરવા યોગ્ય ન હોય ॥ ૨૬ ॥

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

મરણ ખચિત જન્મેલને, મૃતને જન્મ ખચીત;
ન ટળે એમાં શોચ તું, કરવા નહિજ ઉચીત ॥ ૨૭ ॥

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

[4]અવ્યક્તાદી [5]ભૂત છે, [6]વ્યક્ત [7]મધ્યમાં જાણ;
અંતે પણ અવ્યક્ત છે, દુખ તેમાં શું માન ॥ ૨૮ ॥

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

---

૧ ચક્ષુઆદિ ઇંદ્રિયોથી જણાય નહિ એવો. ૨ મનથી પણ ચિંતવા અશક્ય. ૩ વિકાર કરવા અશક્ય. ૪ નથી જણાતી માટે અવ્યક્ત એટલે પ્રકૃતિ છે આદિ જેને એવા. ૫ શરીર. ૬ જણાય એવા. ૭ સ્થિતી કાળમાં.

આશ્ચર્યવત્ કોઇ જુવેજ એને,
આશ્ચર્યવત્ તેમજ કો કેહેને;
આશ્ચર્યવત્ કોઇ શુણેજ એને,
જાણે વળી નહિં શુણિ કોઇ તેને ॥ ૨૯ ॥

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

આત્મા નિત્ય [1]અવધ્યએ, સર્વ કિયે વધ દેહ;
માટે સઉનો શોચ તું, કરવા યોગ્ય ન એહ ॥ ૩૦ ॥

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

સ્વધર્મને પણ જોઇને, તું ન કંપવા જોગ;
ક્ષત્રીને યુધથી બિજો, નથી શ્રેયનો યોગ ॥ ૩૧ ॥

स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥

---

૧ વધ કરવા અશક્ય.

દૈવેચ્છાથી પ્રાપ્ત વળિ, સ્વર્ગ દ્વારરૂપી એહ;
યુદ્ધને પામે ક્ષત્રિયો, સુખીયા હોયે જેહ ॥ ૩૨ ॥

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥ ३२ ॥

હવે ધર્મરૂપ યુદ્ધ આ, જો તું નહીં કરીશ;
તો પછી સ્વધર્મ કીર્તિને, ખોઇ પાપ પામીશ ॥ ૩૩ ॥

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

તુજ અવ્યય અપકીર્તિને, ગાશે લોક હમેશ;
અપયશ, બહુ માનેલને, મરણ થકી વીશેષ ॥ ૩૪ ॥

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

મહારથિ તુજને માનશે, ભયથી રણનિવૃત્ત;
જેમાં બહુમત થઇ હવે, લઘુતા પામિશ સત્ત ॥ ૩૫ ॥

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

[1]અવાચ્ય કહેશે બહુ વચન, તુજ શત્રુ વણબીક;
સામર્થ્યજ તુજ નિંદતાં, શું દુખ તેથી અધીક ॥ ૩૬ ॥

अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥

પામીશ સ્વર્ગ હણાઈને, ભોગવીશ [2]મહિજીતિ;
માટે અર્જુન ઉઠ તું, કરિ નિશ્ચય યુધ રીતિ ॥ ૩૭ ॥

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

સુખ દુખ જય ને અજય વળિ, લાભ અલાભજ જેહ;
સમ ગણી કર યુદ્ધ તું પછી, પાપ ન પામીશ એહ ॥ ૩૮ ॥

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥

એ બુદ્ધી કહિ [3]સાંખ્યમાં, શુણ [4]યોગે આ જુક્ત;
થઈશ, જેણે યુક્ત તું, કર્મ બંધથી મુક્ત ॥ ૩૯ ॥

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥

---

૧ નહિ કહેવાય એવા. ૨ પૃથ્વી. ૩ કપિલ મહામુનીએ પ્રતિપાદન કરેલ શાસ્ત્ર. ૪ મહામુનિ પતંજલિએ પ્રતિપાદન કરેલ શાસ્ત્ર.

એમાં નહિ આરંભનો, નાશ પાપ નહિ સાર;
તારે મોટા ભય થકી, એનો સ્વલ્પાચાર ॥ ૪૦ ॥

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥**

નિશ્ચયવાળી એક છે, એમાં બુદ્ધિ સાર;
નિશ્ચય વિનાના જનતણિ, બુદ્ધીયોનો નહિ પાર ॥ ૪૧ ॥

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

જે આ [1]પુષ્પિતવાણીને, અવિવેકી કહે સાર;
[2]અર્થવાદત, એજ છે, નથી અન્ય, વદનાર ॥ ૪૨ ॥

**यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**

[3]સ્વર્ગઇષ્ટ, ને [4]કામી તે, [5]ફળદા એને કેહ;
સંપત્તિ ભોગાર્થ બહુ, ક્રિયાવાન પણ એહ ॥ ૪૩ ॥

**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

---

૧ કર્મકાંડ પ્રતિપાદક શ્રુતિ. ૨ ફળને કહેનારી શ્રુતિયોમાં અશક્ત. ૩ સ્વર્ગજ છે ઈષ્ટ જેને. ૪ ઈચ્છાવાન. ૫ ફળ આપનારી.

તેથી ચિત્ત હરાયલા, સુખ ભોગે અસક્ત;
સમાધિમાં નહિ તેમની, નિશ્ચય બુદ્ધિ [1]સક્ત ॥ ૪૪ ॥

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्ययसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

[2]ત્રીગુણ વિષયી વેદ છે, થા તું ત્રણે રહીત;
થઇ [3]દ્વંદ્વ [4]યોગક્ષેમ વિણ, બુધ નિત [5]સત્વે સ્થીત ॥ ૪૫ ॥

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥

જે [6]ઉદપાને અર્થ તે, સર્વ સરે [7]હ્રદમાંય;
તેમ સર્વ વેદો તણું, ફળ જ્ઞાનીને થાય ॥ ૪૬ ॥

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

તુજ અધિકારજ કર્મમાં, નહિ કદિ ફળમાં હોય;
નહિજ કર્મફળ [8]હેતુ થા, નહિ અકર્મ પણ સોય ॥ ૪૭ ॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

---

૧ તત્પર. ૨ સત્વાદિ ત્રણ ગુણ. ૩ સુખ-દુઃખાદિ. ૪ અપ્રાપ્તનો સ્વિકાર ને પ્રાપ્તનું પરિપાલન. ૫ શુદ્ધ સત્વગુણમાં. ૬ કૂપ, વાવ, થોડા પાણીવાળું સ્થાન. ૭ મોટું તળાવ. ૮ કારણ.

મૂકિ સંગ, રહિ યોગમાં, પાર્થ કર્મ કર સેજ;
સિદ્ધિ અસિદ્ધિ સમ ગણી, સમપણું યોગ કહેજ ॥ ૪૮ ॥

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥

કર્મ યોગથી [1]અધમ છે, પાર્થ અતિશય સાર;
માટે થા યોગાશ્રયી, [2]કૃપણો ફળ ઇચ્છનાર ॥ ૪૯ ॥

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥

યોગી અહિ મૂકીજ રે, સર્વ પાપ ને પુણ્ય;
માટે તું યોગીજ થા, યોગ [3]કર્મનૈપુણ્ય ॥ ૫૦ ॥

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥

કર્મતણું ફળ ત્યાગિને, યોગી જ્ઞાન જવાન;
જન્મબંધથી મુક્ત થઇ, સુખપદ પામે મહાન ॥ ૫૧ ॥

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥

---

૧ નિકૃષ્ટ, હલકું. ૨ દીન. ૩ કર્મમાં કુશળતા.

દુ-પ્રવેશ્ય[1] મોહને યદા, તરશે તુજ [2]ધીસાર;
ત્યારે [3]શ્રુત [4]શ્રોતવ્યનો, વિરાગ પામિશ, ધાર ॥ ૫૨ ॥

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥

વળિ નિશ્ચલ થાશે [5]યદા, અભીત તુજ ધી એહ;
સમાધિમાં રહેશે અચળ, [6]તદા યોગ પામેહ ॥ ૫૩ ॥

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यासि ॥ ५३ ॥

અર્જુન પુછેછે.

સમાધિસ્ત [7]સ્થિતપ્રજ્ઞનું, કેશવ લક્ષણ શૂંજ,
તે બોલે બેસેજ શું, શું તેનૂં કરવૂંજ ॥ ૫૪ ॥

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत वज्रेत किम् ॥५४॥

---

૧ દુખે કરી પ્રવેશ થાય એવો. ૨ બુદ્ધિ. ૩ સાંભળેલું. ૪ સાંભળવા લાયક. ૫ જ્યારે. ૬ ત્યારે. ૭ સ્થિર બુદ્ધિવાળો.

શ્રીભગવાન કહેછે.

સર્વ [1]મનોગત કામને, ત્યાજે પાર્થ જ્યારેહ;
ખુશ પોતે આત્મમાં, સ્થિત પ્રજ્ઞ ત્યારેહ ॥ ૫૫ ॥

श्रीभगवानुवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

દુખમાં મન [2]ઉદ્વિગ્ન નહિ, નહિ ઈચ્છા સુખમાંય;
રહિત [3]રાગ ભય ક્રોધથી, સ્થિતધી મુનિ કહેવાય ॥ ૫૬ ॥

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

સ્નેહ રહિત સૌમાંજ જે, શુભ અશૂભ પામીજ;
કરે નહીં દ્વેષસ્તુતી, સ્થિત બુદ્ધિ તેનીજ ॥ ૫૭ ॥

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

જ્યારે એ ખેંચી લિયે, [4]કૂર્મ અંગવત સાર;
[5]વિષય થકી સૌ ઇંદ્રિયો, સ્થિતધી તેની ધાર ॥ ૫૮ ॥

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

---

૧ મનમાં રહેલા. ૨ અસ્વસ્થ. ૩ પ્રીતિ. ૪ કાચબો. ૫ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો કહેવાય છે.

વિષય ટળે ઉપવાસિને, પણ નહિ રાગ ટળેજ;
પરં બ્રહ્મને જોઇને, એને રાગ મટેજ ॥ ૫૯ ॥

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

પણ ઉદ્યોગી વિવેકીનું, મન હરેજ કૌંતેય;
બળે કરી તે ઇંદ્રિયો, [1]ક્ષોભક કહિયેં જેય ॥ ૬૦ ॥

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥

તે સૌ વશ કરિને રહે, [2]મત્પર યોગી સાર;
જેને વશ છે ઇન્દ્રિયો, તેની સ્થિતધી ધાર ॥ ૬૧ ॥

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

વિષય ધ્યાન કરનારનો, તેમાં સંગજ થાય;
સંગે કામજ થાયછે, કામેં ક્રોધ કરાય ॥ ૬૨ ॥

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्सञ्जायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

---

૧ ક્ષોભ કરનારી. ૨ મારા આત્મ સ્વરૂપમાં તત્પર.

ક્રોધે મોહજ થાય છે, સ્મૃતિ [1]વિભ્રમ મોહ થીજ;
બુદ્ધિનાશ સ્મૃતિનાશથી, થાય નાશ તેથીજ ॥ ૬૩ ॥

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

રાગ દ્વેષ વિણ વશ વળી, ઇંદ્રિય, તેણે સાર;
ભોગવતાં વિષયીજ પણ, થાય શાંત મુનિ ધાર ॥ ૬૪ ॥

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

શાંતીથી એનાજ સૌ, દુઃખ નાશ થઇ જાય;
પ્રસન્ન ચિત્તવાળાજની, સ્થિર મતિ તરતજ થાય ॥ ૬૫ ॥

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

ન આત્મબુદ્ધિ અયોગિને, નહીં ધ્યાન પણ તેમ;
અધ્યાનીને શાંતિ નહિ, અશાંતને સુખ કેમ ॥ ૬૬ ॥

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥

---

૧ ભ્રમ.

મન ઇંદ્રિયોમાંયથી, જેની પાછળ જાય;
હરે મતિ તે એની જેમ, વાયુ નાવ જળમાંય ॥ ૬૭ ॥

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥ ६७ ॥

માટે નિવૃત્ત વિષય થકી, ઇંદ્રિય સૌ જેનીજ;
મહાબાહો તું જાણજે, સ્થિર બુદ્ધિ તેનીજ ॥ ૬૮ ॥

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

જાગે મુનિ તે [1]રાત્રિમાં, સર્વ [2]ભૂતની જેહ;
જાગે જેમાં પ્રાણિયો, [3]રાત્રિ મુનિની તેહ ॥ ૬૯ ॥

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥

મર્યાદી ને પૂર્ણ સમુદ્રમાં જેમ,
સમાય પાણી નદિયો તણાં તેમ;
જેમાં બધી જાય ઇચ્છા સમાઇ,
તે શાંતિ પામે નહિ કામી ભાઇ ॥ ૭૦ ॥

---

૧ જ્ઞાનરૂપી રાત્રી. ૨ પ્રાણિ. ૩ અજ્ઞાનરૂપી રાત્રી.

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥ ७० ॥

બધી ઇચ્છાને મૂકીને, [1]નિઃસ્પૃહ થઇ જે રેહ;
[2]નિર્મમ [3]નિરહંકાર તો, શાંતિ પામે તેહ ॥ ૭૧ ॥

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ ७१ ॥

એ [4]બ્રાહ્મી સ્થિતિ પાર્થ છે, મોહ ન એને પામી;
અંતે પણ એમાં રહી, પામે મોક્ષ અકામી ॥ ૭૨ ॥

एषा ब्राह्मी स्थितिः पार्थ
नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि
ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

૧ ઈચ્છારહિત. ૨ મમતારહિત. ૩ અહંકારરહિત. ૪ બ્રહ્મ-જ્ઞાનનિષ્ઠ.

# ॥ अथ तृतीयोऽध्यायः ॥

અર્જુન બોલ્યો.

જ્ઞાન, કર્મથી શ્રેષ્ઠ છે, માનો છો જો એમ;
તો હરિ જોડો છો મને, ઘોર કર્મમાં કેમ ॥ ૧ ॥

अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

મિશ્રિત વાક્યે મુજમતિ, ભ્રમાવોછ [1]વાર્ષ્ણેય;
એક [2]વદો નિશ્ચય કરી, પામું જેણે શ્રેય ॥ ૨ ॥

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

શ્રી ભગવાન બોલ્યા.

અપાપ, પ્રથમ આ લોકમાં, નિષ્ઠા કહીં બે મેંજ;
[3]સાંખ્યોને જ્ઞાને કરી, યોગીને કર્મેજ ॥ ૩ ॥

श्रीभगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥

---

૧ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા. ૨ કહો. ૩ સાંખ્યશાસ્ત્ર જાણનાર.

કર્મના [1]અનારંભથી, નર પામે નહિ જ્ઞાન;
તેમ માત્ર [2]સંન્યાસથી, મોક્ષ ન પામે જાણ ॥ ૪ ॥

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

વિના કર્મ ક્ષણ એક પણ, નહિ કદી કોઇ રહેજ;
સ્વાભાવિક ગુણથી [3]અવશ, થઇ સૌ કર્મ કરેજ ॥ ૫ ॥

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वैः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥

[4]કર્મેન્દ્રિયને વશ કરી, વિષયોને મનમાંય;
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય ॥ ૬ ॥

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचार स उच्यते ॥ ६ ॥

પણ મનથી [5]જ્ઞાનેંદ્રિયો, કરી વશ અસક્ત જેહ;
કર્મેન્દ્રિયથી આચરે, કર્મ શ્રેષ્ઠ છે તેહ ॥ ૭ ॥

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

---

૧ આરંભ ન કરવો તે. ૨ ત્યાગ. ૩ પોતાને વશ નહિ. ૪ વાણી, હાથ, પગ, ગુદા તથા મૈથુન ઇન્દ્રિય, એ પાંચ કર્મેન્દ્રિય કહેવાય છે. ૫ કાન, ચામડી, આંખ, જીભ અને નાક, એ પાંચ જ્ઞાનેન્દ્રિય કહેવાયછે.

કર્મ અકર્મથી શ્રેષ્ઠ છે, તું કર કર્મ હંમેશ;
તુજ શરીર નિર્વાહ પણ, નહીં અકર્મથી લેશ ॥ ૮ ॥

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

છે બંધન આ લોકને, કર્મ યજ્ઞ સિવાય;
તે અર્થે કર કર્મ તું, જેમ સંગ વિણ થાય ॥ ૯ ॥

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

કહ્યું સયજ્ઞ પ્રજા સૃજી, બ્રહ્માએ સૌ પહેલ;
આણે પામો વૃદ્ધિ એ, હો તમ ફળદા સહેલ ॥ ૧૦ ॥

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

આથી વધારો દેવને, તમને તે નિરધાર;
એમ પરસ્પર પોષતાં, શ્રેય પામશો સાર ॥ ૧૧ ॥

देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

યજ્ઞે ભાવિત દેવ એ, દેશે તમ ઇચ્છિત;
પ્રાપ્ત એથી એને ન દઇ, ખાય ચોર ખચ્ચીત ॥૧૨॥

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥

યજ્ઞ [1]શિષ્ટ ખાનાર, સૌ પાપોથી મૂકાય;
રાંધે પોતા માટે તે, પાપી પાપજ ખાય ॥૧૩॥

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघंपापा ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥

થાય અન્નથી પ્રાણિયો, વર્ષાદે તો અન્ન;
યજ્ઞે [2]વર્ષા કર્મથી, યજ્ઞ થાય ઉત્પન્ન ॥૧૪॥

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥

કર્મ વેદથી થાય છે, વેદ [3]અક્ષરથી જાણ;
માટે વ્યાપક બ્રહ્મ તું, નિત્ય યજ્ઞમાં માન ॥૧૫॥

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥

---

૧ શેષ. ૨ યજ્ઞમાં આપેલી આહુતિ સૂર્યને પહોંચેછે ને સૂર્યથી વર્ષાદ થાયછે એમ શ્રુતિ સ્મૃતિમાં કહ્યું છે. ૩ બ્રહ્મ

એમ વર્તાતા ચક્રને, અનુસરે નહિ જેહ;
રમે ઇંદ્રિયેં પાપી તે, વૃથા પાર્થ જીવેહ ॥૧૬॥

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

પણ જે હોયે [1]આત્મરત, આત્મતૃપ્ત પણ સોય;
આત્મામાં સંતુષ્ટ તો, તેને કર્મ ન હોય ॥૧૭॥

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

તેને કર્મ અકર્મથી, પુણ્ય પાપ નહિ અહિં;
મોક્ષર્થે સૌમાં નહીં, તેને આશ્રય કાંઇ ॥૧૮॥

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

માટે નિત્ય અસક્ત રહી, કાર્ય કર્મ કર સાર;
કરતાં કર્મ અસક્ત નર, પામે મોક્ષજ ધાર ॥૧૯॥

तस्मादसक्तःसततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

---

૧ આત્મામાંજ પ્રીતિવાળો.

કર્મથીજ જ્ઞાની થયા, જનકાદિ જે રાય;
લોકાર્થે જોતાંજ તું, કરવાં યોગ્યજ થાય ॥૨૦॥

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

શ્રેષ્ઠ લોક જે આચરે, જન બીજાં પણ તેજ;
પ્રમાણ પણ તે જે કરે, કરે લોક પણ એજ ॥૨૧॥

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

પાર્થ નથી ત્રણ લોકમાં, મુજને કૈં [1]કર્તવ્ય;
તોપણ વર્તું કર્મમાં, નહિ જોક [2]પ્રાપ્તવ્ય ॥૨૨॥

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥**

કદિ વર્તું નહિ કર્મમાં, સાવધાન હું સાર;
તો વર્તે મુજ રીત સૌ, મનુષ્ય સર્વ પ્રકાર ॥૨૩॥

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥**

---

૧ કરવાયોગ્ય. ૨ પામવાયોગ્ય.

જો હું કર્મ કરૂં નહીં, થાય લોક આ ભ્રષ્ટ;
હું સંકર કર્તા બનું, પ્રજા કરૂં આ નષ્ટ ॥૨૪॥

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

અજ્ઞ, કર્મમાં સક્ત થઇ, કરેછ કર્મો જેમ;
લોકાર્થેજ અસંગી બની, કરે જ્ઞાની પણ તેમ ॥૨૫॥

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

કરાવેજ સૌ કર્મ નહિ, ભેદ બુદ્ધિ ધાર;
કર્મસંગી અજ્ઞાની, યુક્ત આચરી સાર ॥૨૬॥

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तःसमाचरन् ॥ २६ ॥

કરાય સૌ, ઇન્દ્રિય વડે, કર્મો અર્જુન જેહ;
કર્તા તેનો હુંજ એમ, [1]વિમૂઢ માની લેહ ॥૨૭॥

प्रकृतेः क्रियमाणानि गुणैःकर्माणिसर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥

---

૧ અજ્ઞાની.

પણ ગુણ કર્મથી આત્માને, ભિન્નજ જાણે જેહ;
ઈન્દ્રિય વર્તે વિષયમાં, માની અકર્તા રેહ ॥૨૮॥

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥

સજ્જ થાય [1]ગુણકર્મમાં, [2]પ્રકૃતિ ગુણથી અજ્ઞ;
તે અજ્ઞાની મંદને, ભેદે નહિ સર્વજ્ઞ ॥૨૯॥

प्रकृतेर्गुणसमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥

[3]અધ્યાત્મ ચિત્ત વડે સઉ, અર્પી મુજને કર્મ;
ઈચ્છા મમતા તાપને, મૂકી કર યુદ્ધ ધર્મ ॥૩૦॥

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्व विगतज्वरः ॥ ३० ॥

આ મુજ મતથી માનવો, સદાય વર્તે જેહ;
અનિંદતાં રાખી શ્રદ્ધા, છૂટે કર્મથી તેહ ॥૩૧॥

ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

---

૧ ઇન્દ્રિયનાં કર્મ. ૨ સત્વ, રજ અને તમ. ૩ જ્ઞાનયુક્ત.

પણ જે આને નિંદતાં, વર્તે નહિ મુજ રીત;
તે મૂઢોને જાણ તું, નષ્ટ વિવેકરહિત ॥૩૨॥

ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

[1]પ્રકૃતિને સૌ અનુસરે, કરશે [2]નિગ્રહ કેમ;
પ્રકૃતિ સરખું આચરે, જ્ઞાનવાન પણ એમ ॥૩૩॥

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

ઇન્દ્રિયના વિષયો વિષે, રાગ દ્વેષ બે જેહ;
તેને વશ થાવું નહીં, શત્રુ [3]એના તેહ ॥૩૪॥

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥

પરધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ;
સ્વધર્મમાં મરવું ભલું, ભય આપે પરધર્મ ॥૩૫॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

---

૧ સ્વભાવ. ૨ ઇન્દ્રિયોને વશ કરવી. ૩ જ્ઞાનીના.

અર્જુન બોલ્યો.

પણ બળથી યોજેલ વત, કૃષ્ણ, ન ઇચ્છે તોય;
પુરુષ આચરે પાપ, એ કેણે પ્રેરિત હોય ॥૩૬॥

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

શ્રીભગવાન બોલ્યા.

રજોગુણથી થાય એ કામ, ક્રોધ પણ એજ;
મહા પાપી બહુ આહારી, અહિં જાણ શત્રુ એનેજ ॥૩૭॥

श्री भगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥

છાદિત અગ્નિ ધૂમથી, [1]દર્પણ મળથી જેમ;
ગર્ભ [2]જરાયૂયેં કરી, જ્ઞાનજ તેણે એમ ॥૩૮॥

धूमेनाव्रियते वन्हिर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतः ॥ ३८ ॥

---

૧ અરીસો. ૨ ગર્ભને વિંટેલ ચર્મથી.

નિત્ય વૈરી એ જ્ઞાનીનો, કામરૂપ દુષ્પૂર્ણ;
અગ્નિ, તેણે ઢાંકિયું, જ્ઞાન પાર્થ સંપૂર્ણ ॥૩૯॥

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेयदुष्पूरेणानलेन च ॥ ३९ ॥

એને, મનમતિ ઇન્દ્રિયો, આશ્રય, તેણે સાર;
કરે જીવને મોહ એ, ઢાંકી જ્ઞાન નિરધાર ॥૪૦॥

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

માટે ઇન્દ્રિયને પ્રથમ, વશ કરી એને મૂક;
ટળે [1]જ્ઞાન [2]વિજ્ઞાન, એ પાપીથીજ અચૂક ॥૪૧॥

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतवर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

વિષય થકી [3]પર ઇન્દ્રિયો, છે પર તેથી મન;
મનથી પર બુદ્ધિજ છે, પર તેથી આત્મન ॥૪૨॥

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

---

૧ આત્મજ્ઞાન. ૨ શાસ્ત્રીયજ્ઞાન. ૩ શ્રેષ્ઠ.

એમ જાણી પર, બુદ્ધિથી, કરી મન ધીયે સ્થિર;
જીત [1]દુરાસદ શત્રુ એ, કામરૂપ રણધીર ॥ ૪૩ ॥

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

૧ અસાધ્ય.

# ॥ अथ चतुर्थोऽध्यायः ॥

**શ્રીભગવાન બોલ્યા.**

કહ્યો સૂર્યને યોગ આ, અવ્યય, મેં નિરધાર;
સૂર્યે મનુને, તેમણે ઇક્ષ્વાકુને સાર ॥ ૧ ॥

**श्री भगवानुवाच ।**

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

રાજર્ષિ જાણેછ ઇમ, પ્રાપ્ત પરંપર એહ;
મહત કાળના અંતરે, નાશ થયોછે જેહ ॥ ૨ ॥

एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

તેજ પુરાતન યોગ આ, [1]રહસ્ય ને ઉત્તમ;
કહ્યો તને મેં આજ તું, ભક્ત સખા [2]સત્તમ ॥ ૩ ॥

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

---

૧ છુપું. ૨ શ્રેષ્ઠ.

અર્જુન બોલ્યો.

જન્મ આપનો આ સમય, સૂર્ય તણો તો પહેલ;
હું એ જાણું કેમ જે, આપે પ્રથમ કહેલ ॥ ૪ ॥

अर्जुनउवाच ।

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

શ્રીભગવાન બોલ્યા.

થયા જન્મ મુજ બહુ વળી, તારા પણ કૌંતેય;
જાણું હું તે સર્વને, તું જાણે નહિ જેય ॥ ૫ ॥

श्री भगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

અજ અવિનાશી, ઈશ હું, ભૂતોનો પણ સાર;
સ્વીકારી નિજ [1]પ્રકૃતિ લઉં, ઇચ્છાએ અવતાર ॥ ૬ ॥

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

---

१ માયા.

થાયજ હાનિ ધર્મની, જ્યારે ભારત વીર;
વૃદ્ધિ થાય અધર્મની, ત્યારે ધરૂં શરીર ॥ ૭ ॥

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

કરવા રક્ષા સાધુની, પાપીઓને ઠાર;
સ્થાપવા હું ધરૂં, યુગ યુગમાં અવતાર ॥ ૮ ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

જાણે તત્વર્થી દિવ્ય મુજ, જન્મ કર્મ ઇમ જેહ;
દેહ તજી પામે મને, નહિ ફરી જન્મે તેહ ॥ ૯ ॥

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

મૂકી રાગ ભય ક્રોધને, મુજ આશ્રિત [1]મુજબુદ્ધ;
બહુ પામ્યા મુજ ભાવને, જ્ઞાન તપે થઈ શુદ્ધ ॥ ૧૦ ॥

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

---

૧ મારા આત્મસ્વરૂપમાંજ બુદ્ધિ રાખનાર.

૪

જેમ નરો મુજને ભજે, તેમ ભજું હું સાર;
પાર્થ ભજે સૌ માનવો, મુજને સર્વ પ્રકાર ॥ ૧૧ ॥

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

અહીંજ દેવોને ભજે, કર્મસિદ્ધિ ઇચ્છનાર;
થાય પાર્થ આ લોકમાં, કર્મસિદ્ધ તત્કાળ ॥ ૧૨ ॥

कांक्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

ગુણ કર્મોના ભેદથી, સૃજી જાત મેં ચાર;
કર્તા તેનો પણ મને, અકર્તા અવ્યય ધાર ॥ ૧૩ ॥

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

કર્મ મને લેપે નહીં, નહિં ઇચ્છા ફળમાંય;
જાણે મુજને એ રીતે, નહિં કર્મે બંધાય ॥ ૧૪ ॥

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ १४ ॥

કર્યાં પૂર્વ [1]મુમુક્ષુએ, કર્મો જાણી એમ;
માટે તું પણ પૂર્વથી, થતાં કર્મ કર તેમ ॥ ૧૫ ॥

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

શું અકર્મને કર્મ છે, કવિ પણ એમાં મોહ્ય;
તુજને કહું તે કર્મ જે, જાણી અશુભને ખોય ॥ ૧૬ ॥

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

[2]કર્મ તથા [3]વિકર્મનું, તત્વ જાણવા યોગ્ય;
[4]અકર્મનું પણ એમ એ, કર્મગતિ [5]દુર્બોધ્ય ॥ ૧૭ ॥

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

જે અકર્મ તો કર્મમાં, [6]કર્મ અકર્મમાં જોય;
શ્રેષ્ઠ યોગી તે લોકમાં, સર્વ [7]કર્મકૃત્ હોય ॥ ૧૮ ॥

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

---

૧ મોક્ષની ઈચ્છાવાળા. ૨ શાસ્ત્રે કહેલું કર્મ. ૩ શાસ્ત્રે નિષિદ્ધ કરેલું કર્મ. ૪ કર્મ ન કરવાપણું. ૫ દુઃખે કરી જણાય એવી. ૬ બંધન. ૭ કર્મ કરનાર.

જેના સૌ આરંભ છે, ફળ સંકલ્પ રહિત;
જ્ઞાનવડે તે શુદ્ધને, જ્ઞાની કહે પંડિત ॥૧૯॥

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ १९ ॥

મૂકી કર્મ ફળ સંગ, વિણ આશ્રય, તૃપ્ત હંમેશ;
કર્મ કરે જોકે સદા, તોય કરે નહિં લેશ ॥૨૦॥

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

[1]વશમન, આશા રહિત નર, મૂકી સર્વ સંસાર;
શરીર કર્મ કરતાંજ, નહિ પામે પાપ લગાર ॥૨૧॥

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

સંતુષ્ટ દૈવકૃત્ લાભથી, વૈર દ્વંદ્વવિણ જેહ;
સમ વળી સિદ્ધિ અસિદ્ધિ તો, કરી કર્મ છુટેહ ॥૨૨॥

यदृच्छालाभसन्तुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबध्यते ॥ २२ ॥

---

૧ મન વશકરનાર.

જ્ઞાની, મુક્ત, અસંગિ જે, યજ્ઞ માટે કરનાર;
કર્મ બધાં તો તે તણાં, લય પામે નિરધાર ॥૨૩॥

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

[1]બ્રહ્માર્પણ [2]બ્રહ્માગ્નિમાં, [3]હુત [4]બ્રહ્મે, [5]હવિ બ્રહ્મ;
[6]બ્રહ્મકર્મ [7]સમાધિએ, પમાય તેણે બ્રહ્મ ॥૨૪॥

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

કરે [8]દૈવ યજ્ઞજ વળી, કર્મયોગી જે હોય;
બ્રહ્માગ્નિમાં યજ્ઞને, [9]યજ્ઞે હોમે કોય ॥૨૫॥

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

બીજા [10]સંયમ અગ્નિમાં, હોમે [11]શ્રોત્રાદિય;
[12]ઇન્દ્રિયાગ્નિમાં અન્ય વળી, હોમે [13]શબ્દાદિય ॥૨૬॥

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

---

૧ યજ્ઞપાત્ર પણ બ્રહ્મરૂપ. ૨અગ્નિ પણ બ્રહ્મરૂપ. ૩ હોમેલું ૪ યજમાનાદિ હોમનાર પણ બ્રહ્મરૂપ. ૫ હોમ કરવાનાં અન્ન પણ બ્રહ્મરૂપ. ૬ કર્મ પણ બ્રહ્મરૂપ. ૭ ચિત્તની એકાગ્રતા. ૮ ઇન્દ્રાદિ દેવનું બ્રહ્મબુદ્ધિવિના જેમાં યજન થાયછે તે. ૯ ઉપર કહેલ બ્રહ્માર્પણાદિ બુદ્ધિએ. ૧૦ ઇન્દ્રિયનિગ્રહ. ૧૧ જ્ઞાનેન્દ્રિય. ૧૨ ઇન્દ્રિયરૂપ અગ્નિ. ૧૩ પાંચ વિષય.

ઇન્દ્રિ પ્રાણનાં કર્મ સૌ, અન્યે હોમ કરાય;
[1]આત્મસંયમ અગ્નિ જે, જ્ઞાન [2]દીપતેમાંય ॥ ૨૭ ॥

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

દ્રવ્ય, યોગ, તપરૂપ વળી, યજ્ઞ કરે બહુ જાણ;
વેદજ્ઞાન રૂપ યજ્ઞ તો, બીજા યતિ વ્રતવાન ॥ ૨૮ ॥

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

વળી કો પ્રાણાયામિયો, રૂંધી [3]પ્રાણ [4]અપાન;
અપાન હોમે પ્રાણમાં, તેમ અપાને પ્રાણ ॥ ૨૯ ॥

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

[5]નિયત આહારી કો પ્રાણમાં, પ્રાણજ હોમી દેય;
યજ્ઞે શુદ્ધ થયેલ સૌ, [6]યજ્ઞવિત્ છે એય ॥ ૩૦ ॥

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

---

૧ આત્મામાં એકાગ્રતા. ૨ પ્રકાશમાન. ૩ શરીરમાંનો પ્રાણવાયુ. ૪ શરીરમાંનો અપાનવાયુ. ૫ નિયમસર. ૬ યજ્ઞ જાણનારા.

યજ્ઞશિષ્ટ અમૃત ભુજી, પામે શાશ્વત બ્રહ્મ;
અયજ્ઞીને આ લોક નહિં, કેમ અન્ય, સત્તમ ॥૩૧॥

**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

કહ્યા વેદના મુખ વિષે, બહુવિધ યજ્ઞો એમ;
[1]કર્મજ સર્વે જાણ તે, છુટીશ જાણી તેમ ॥ ૩૨ ॥

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥**

પાર્થ દ્રવ્યમય યજ્ઞથી, જ્ઞાન યજ્ઞ વિશેષ;
સમાય સર્વે જ્ઞાનમાં, અર્જુન કર્મ અશેષ ॥૩૩॥

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

કરી સેવા [2]પ્રણિપાત વળી, પ્રશ્ન કરીને જાણ;
[3]તત્વદર્શી જે જ્ઞાની તે, કહેશે તુજને જ્ઞાન ॥૩૪॥

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं [illegible]र्शिनः ॥ ३४ ॥**

---

૧ કર્મથી થનારા. ૨ દંડવત્ નમસ્કાર. ૩ બ્રહ્મને જોનારા.

જે જાણી ઇમ મોહને, ફરી તું નહિ પામીશ;
જેણે [1]નિજ ને [2]મુજ વિષે, ભૂત માત્ર દેખીશ ॥૩૫॥

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥**

જોકે પાપી સર્વથી, અધિક પાપી હોઇશ;
તોય જ્ઞાનરૂપ નાવથી, પાપ સમુદ્ર તરીશ ॥૩૬॥

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यासि ॥ ३६ ॥**

બળતો અગ્નિ કાષ્ટને, ભસ્મ કરે છે જેમ;
સર્વ કર્મ, જ્ઞાનાગ્નિ પણ, ભસ્મ કરે છે તેમ ॥૩૭॥

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

પવિત્ર નહિ આલોકમાં, અર્જુન જ્ઞાનસમાન;
યોગી કાળે મેળવે, નિજમાં પોતે જ્ઞાન ॥૩૮॥

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ३८ ॥**

---

૧ તારા પોતાના આત્મસ્વરૂપમાં. ૨ મારા આત્મસ્વરૂપમાં.

શ્રદ્ધાળુ વશઇન્દ્રિ વળી, [1]તત્પર પામે જ્ઞાન;
પામી જ્ઞાન તરતજ પછી, શાંતિ પામે મહાન ॥ ૩૯ ॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥

અજ્ઞ, અશ્રદ્ધાવાન વળી, [2]સંશયી પામે નાશ;
સંશયીને આલોક નહિ, નહિ [3]પર, નહિ સુખ આશ ॥ ૪૦ ॥

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

યોગે કર્મ ત્યજેલ વળી, જ્ઞાને સંશય મુક્ત;
આત્મજ્ઞાનીને કર્મ નહિં, કરે બાધ કૈં [4]યુક્ત ॥ ૪૧ ॥

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥

માટે સંશય હૃદયમાં, અજ્ઞાને થાનાર;
છેદી જ્ઞાન રૂપ ખડ્ગથી, ઉઠ યોગી થા સાર ॥ ૪૨ ॥

तस्मादज्ञानसम्भूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

૧ આત્મનિષ્ઠ. ૨ સંશયવાળો એટલે વહેમ રાખનાર. ૩ પરલોક.
૪ યોગ્ય. અર્જુનનું સંબોધન છે.

## ॥ अथ पञ्चमोऽध्यायः ॥

અર્જુન બોલ્યો.

કર્મતણો સંન્યાસ વળી, કહોછો તેનો યોગ;
એક કહો, એમાંયથી, જે નિશ્ચય શુભ જોગ ॥ ૧ ॥

अर्जुन उवाच ।

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા.

કર્મયોગ, સંન્યાસ, એ, છે બન્ને શુભકાર;
પણ તેમાં સંન્યાસથી, અધિક યોગ છે સાર ॥ ૨ ॥

श्रीभगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

સંન્યાસી તે જાણવો, ન ઈચ્છે દ્વેષે જેહ;
છૂટે બંધનથી સુખે, દ્વંદ્વ વિનાનો તેહ ॥ ૩ ॥

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥ ३ ॥

જ્ઞાન, યોગને કહે જુદા, નહિ પંડિત પણ [1]મૂર્ખ;
પામે એક [2]સુઆચરી, ફળ બેનુંજ અમૂર્ખ ॥ ૪ ॥

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥**

પમાય [3]પદ જે જ્ઞાનીએ, યોગીએ પણ એજ;
જ્ઞાન, યોગને એક જે, જાણે જાણે તેજ ॥ ૫ ॥

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥**

યોગ વિના સંન્યાસ તો, પામવાજ દુખરૂપ;
યોગયુક્ત પામે મુનિ, તરતજ બ્રહ્મસ્વરૂપ ॥ ૬ ॥

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥**

શરીર જીતી, મન શુદ્ધ કરી, યોગી, ઇંદ્રિજિયત;
સર્વ તણો બની આત્મા, કર્તા પણ નહિ [4]લિપ્ત ॥ ૭ ॥

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥**

---

૧ અજ્ઞાની. ૨ રૂડી રીતે આચરણ કરીને. ૩ સ્થાન. ૪ લેપાયલો.

જોઇ, સુણી, [1]સ્પર્શી, સૂંઘી વળી, જમી જઇ, સુઇ લઇ પ્રાણ;
માને યોગી [2]તત્વવિત્, "કૈં નહિ કરૂં" ઈમ, જાણ ૮

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥

[3]વદી, મૂકી, [4]ગ્રહી બોલી વળી, વીંચીને પણ સાર;
વર્તે ઇંદ્રિય, વિષયમાં, ધારી એમ નિરધાર ॥ ૯ ॥

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९ ॥

અર્પી બ્રહ્મને કર્મ જે, કરે સંગ વિણ પ્રાણી;
ન અડે તેને પાપ, જિમ [5]પદ્મપત્રને પાણી ॥ ૧૦ ॥

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥

મન, બુદ્ધિ, શરીરે, વળી, કેવળ ઇંદ્રિયેંજ;
મૂકી સંગ કર્મો કરે, યોગી [6]શુધ્યર્થેંજ ॥ ૧૧ ॥

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥

---

૧ સ્પર્શ કરી. ૨ બ્રહ્મને જાણનાર. ૩ બોલીને. ૪ લઇને. ૫ કમળનું પાન. ૬ અંતઃકરણની શુદ્ધિ માટે.

યોગી કર્મફળ ત્યાગીને, શાંત અતિશય થાય;
ફળમાં સક્ત અયોગી, તો કામવડે બંધાય ॥ ૧૨ ॥

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

મૂકી કર્મ સૌ મનવડે, યોગી સુખથી રેહ;
નવ [1]દ્વારના [2]પુર વિષે, નહિં કરી કરાવી તેહ ॥ ૧૩ ॥

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

લોકતણું [3]કર્તૃત્વ વળી, કર્મ, કર્મફળ યોગ;
પ્રભુ, એ સૌ સૃજતા નથી, છે સ્વાભાવિક જોગ ॥ ૧૪ ॥

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

પ્રભુ ધારે નહિ કોઇનું, પાપ પુણ્ય જે હોય;
[4]છાદિત જ્ઞાન અજ્ઞાનથી, જીવો તેણે મોહ્ય ॥ ૧૫ ॥

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥

---

૧ બે નેત્ર, બે નાકનાં છેદ, બે કાન, મુખ એ સાત મસ્તકના ને ગુદા તથા મૈથુનઇંદ્રિય એ બે નીચેના મળી નવ દરવાજા. ૨ શરીરરૂપ નગરી. ૩ કર્તાપણું. ૪ ઢાંકેલું.

આત્મજ્ઞાનથી જેમનું, નાશ થયું અજ્ઞાન;
તેને જણાવે સૂર્યવત્, બ્રહ્મરૂપ, તે જ્ઞાન ॥ ૧૬ ॥

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

મન બુદ્ધિ [1]તેમાં વળી, નિષ્ઠા આશ્રય [2]તેજ;
જ્ઞાને શુદ્ધ થયેલ તે, પામે મોક્ષ ખરેજ ॥ ૧૭ ॥

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

[3]પંડિત [4]વિનયી બ્રાહ્મણ વિષે, ગૌ હસ્તીમાં સાર;
[5]શ્વાન તથા ચાંડાલમાં, પંડિત [6]સમ જોનાર ॥ ૧૮ ॥

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ १८ ॥

જીતી તેણે સૃષ્ટિ અહિં, જેનું મન છે સમ;
બ્રહ્મ વિષે સ્થિત તેજ છે, સમ [7]નિર્દોષજ બ્રહ્મ ॥ ૧૯ ॥

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥

---

૧ બ્રહ્મમાં. ૨ આત્માજ. ૩ લાગેલા. ૪ વિવેકી ૫ કુતરો. ૬ સમાન.
૭ દોષરહિત.

અપ્રિયથી ખેદ નહીં, પ્રિયથી નહિં હર્ષેહ;
[1]બ્રહ્મસ્થિત, [2]અસંમૂઢ, સ્થિરબુદ્ધિ, બ્રહ્મવિત્ જેહ ॥ ૨૦ ॥

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसम्मूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

જે અસક્ત [3]બહિર્વિષયમાં, અંતર પામે સુખ;
બ્રહ્મયોગી તે મેળવે, સુખ અવિનાશિ અચૂક ॥ ૨૧ ॥

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥

વિષય ભોગ જે તેજ છે, કારણ દુખનાં સાર;
તે [4]આદ્યંતજવાનમાં, ન વિવેકી રમનાર ॥ ૨૨ ॥

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥

અહીંજ સહન કરી શકે, જીવતાંજ નર જેહ;
કામક્રોધના વેગને, યોગી, સુખીયો તેહ ॥ ૨૩ ॥

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

---

૧ બ્રહ્મમાં ચિત્ત રાખનાર. ૨ જ્ઞાની. ૩ બહારના. ૪ આદિઅંતવાળા.

અંતર સુખી આરામી જે, અંતરદ્દષ્ટિ સાર;
બ્રહ્મસ્થિત તે મોક્ષને, પામે છે નિરધાર ॥ ૨૪ ॥

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

[1]ક્ષીણપાપ, સંશય રહિત, વળી મન વશ કરનાર;
ઋષિયો પામે મોક્ષને, સર્વ તણા હિતકાર ॥ ૨૫ ॥

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

મુક્ત કામ ક્રોધે, [2]યતિ, આત્મતત્વ માંહેર;
વળી મનવશ તેનેજ તો, મોક્ષ મળે ચોમેર ॥ ૨૬ ॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

રાખી ચક્ષુ [3]ભ્રૂમધ્ય વળી, કરી વિષયોને બહાર;
સમ કરી પ્રાણ અપાનને, જે નાકે [4]ચરનાર ॥ ૨૭ ॥

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥

---

૧ નાશ પામ્યું છે પાપ જેનું એવા. ૨ યોગી. ૩ બંને આંખોની ભ્રૂની વચમાં. ૪ સંચાર કરનાર.

ઇંદ્રિય મન, મતિ વશ કરી, મોક્ષ [1]પરાયણ યુક્ત;
રાગ ક્રોધ ભય રહિત જે, સદાય છે તે મુક્ત ॥ ૨૮ ॥

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

જાણી મને, સૌ લોકનો ઈશ, સુહૃદ વળી સાર;
[2]ભોક્તા તપ ને યજ્ઞનો, થાય શાંત નિરધાર ॥ ૨૯ ॥

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥ २९ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगोनाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥

---

૧ મોક્ષજ જેને પરમ વસ્તુ છે એવો. ૨ ઉપભોગ કરનાર.

# ॥ अथ षष्ठोऽध्यायः ॥

શ્રીભગવાન બોલ્યા.

કરે કર્મ, ફળ મૂકી તે, સંન્યાસી, યોગીજ;
[1]અગ્નિ ક્રિયા વિણ હોય જે, નહિ ને પાર્થ કદીજ ॥ ૧ ॥

श्री भगवानुवाच ।

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥

જેને કહે સંન્યાસ તે, યોગજ પાંડવ જાણ;
[2]સંકલ્પ ત્યાગ વિના નહિ, થાય યોગી [3]કો માન ॥ ૨ ॥

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

કહેછે યોગ ઇચ્છનારનું, કારણ કર્મજ સાર;
તેમજ યોગીનું કહે, શમ કારણ નિરધાર ॥ ૩ ॥

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

---

૧ અગ્નિસાધ્ય કર્મ. ૨ મનોરથ. ૩ કોઈ પણ.

યદા વિષય ને કર્મમાં, કદિ આસક્ત ન થાય;
મૂકે સૌ સંકલ્પને, તદા યોગી કહેવાય ॥ ૪ ॥

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

પોતે તારે આત્મને, નહિ તેને બોળેજ;
નિજબંધૂ પોતેજ છે, નિજ [1]રિપુ પણ પોતેજ ॥ ૫ ॥

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

જે જીત્યો શરીરાદિને, નિજબંધૂ છે તેહ;
પણ નિજ શત્રુ છેજ તે, જીતનાર નહિ જેહ ॥ ૬ ॥

बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

આત્મજીત્ તે શાંતનું, મન નિશ્ચલ નિરધાર;
શીત ઉષ્ણ સુખદુઃખમાં, માન અપમાને સાર ॥ ૭ ॥

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

---

૧ શત્રુ.

નિર્વિકાર, ઇંદ્રિયજીત્, [1]બને જ્ઞાનથી તૃપ્ત;
છે જેને [2]લોષ્ટાશ્મ સમ [3]કાંચન, તે છે યુક્ત ॥ ૮ ॥

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥ ८ ॥

[4]સુહૃદ, મિત્ર, [5]અરિ, [6]મધ્ય ને, [7]સાધુ [8]ઉદાસી [9]દ્વેષ;
બંધુ, પાપી એ સર્વમાં, [10]સમમતિ છેજ વિશેષ ॥ ૯ ॥

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

નિત્ય યોગી મન સ્થિર કરે, કરી એકાંત વાસ;
વપુ મન વશ કરી એકલો, મૂકી [12]પરિગ્રહ આશ ॥ ૧૦ ॥

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

દર્ભ [13]ચર્મ ને વસ્ત્રનું, નિજ આસન કરી સ્થીર;
શુચિ જગ્યામાં મૂકી, અતિ નિચ ઉંચ નહિં ધીર ॥ ૧૧ ॥

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

---

૧ જ્ઞાન તથા વિજ્ઞાન. ૨ લોષ્ટ એટલે માટીના ઢેફાં અને અશ્મ એટલે પત્થર. ૩ સોનું. ૪ સ્વભાવથીજ સ્નેહી. ૫ શત્રુ. ૬ મધ્યસ્થ. ૭ સદાચારી. ૮ ઉપેક્ષા કરનાર. ૯ દ્વેષ કરવાલાયક. ૧૦ સમાન બુદ્ધિ રાખનાર. ૧૧ શરીર. ૧૨ સંસાર. ૧૩ કાળા મૃગનું ચામડું.

ત્યાં બેસી મન સ્થિર કરી, કરે આત્મ શુધ્ધ્યર્થ;
કરી વશ [1]ચિત્તેંદ્રિય ક્રિયા, યોગી યોગ સમર્થ ॥૧૨॥

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।**
**उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

શિર, [2]ગ્રીવા, વપુને અચલ કરી સમ સ્થિર રાખીજ;
દિશુને નહિ જોતાંજ, નિજ [4]નાસિકાગ્ર જોઈજ ॥૧૩॥

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥**

થઈ શાંત ને ભય રહિત, બ્રહ્મચારી વ્રતવાન;
કરી મન વશ મત્પર રહે, [5]મત્ચિત્ત યોગી મહાન ॥૧૪॥

**प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चितो युक्त आसीत मत्परः ॥ १४ ॥**

નિત્ય જોડતાં એમ મન, યોગી વશ કરી ચિત્ત;
પરં શાંત [6]મુજરૂપને, પામેછે ખચ્ચિત ॥૧૫॥

**युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।**
**शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥**

---

૧ મન તથા ઇંદ્રિયો. ૨ ગળાનો પાછલો ભાગ. ૩ દિશાઓ. ૪ નાકની ટોચ. ૫ મારા આત્મસ્વરૂપમાં મન રાખનાર. ૬ મારૂં આત્મસ્વરૂપ.

અતિ નિદ્રા, જાગૃત અતિ, ઉપવાસી બહુ આહારી;
થાય યોગ નહિં તેમને, કુંતીસુત બળધારી ॥૧૬॥

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

વિહાર કર્મ ચેષ્ટા વળી, આહાર સ્વપ્ન જાગર્ણું;
નિયમિત જેના તેમને, થાય યોગ [3]દુખહર્ણું ॥૧૭॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

ચિત્ત કરેલું વશ યદા, સ્થિર આત્મામાં થાય;
નિઃસ્પૃહ સૌ [4]કામો થકી, તદા યુક્ત કહેવાય ॥૧૮॥

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥

જેમ વાયુવિણ સ્થાનમાં, દીપેં સ્થિર રહેવાય;
આત્મયોગી વશચિત્તને, ઉપમા તે કહેવાય ॥૧૯॥

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ १९ ॥

---

૧ ગતિ. ૨ નિદ્રા. ૩ દુઃખ હરનાર. ૪ કામના.

જેમાં યોગાચરણથી, વશ મન શાંતજ થાય;
જોતાં મનથી આત્મને, આત્મામાં [1]તોષાય ॥ ૨૦ ॥

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया
यत्र चैवात्मनाऽऽत्मानं पश्य आत्मनि तुष्यति ॥ २० ॥

બુદ્ધિગ્રાહ્ય, [3]અતીન્દ્રિય સુખ, પામેછે અત્યંત;
રહી જેમાં ખસતો નથી, તત્વથીજ એ સંત ॥ ૨૧ ॥

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

જે પામી માને ન કંઇ, અધિક લાભ તેથીજ;
જેમાં સ્થિત તો થાય નહિ, ચલિત મહા દુખથીજ ॥ ૨૨ ॥

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिंस्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥

પાર્થ જાણવો યોગ તે, રહિત દુઃખ સંયોગ;
નિશ્ચય નિર્દુખ ચિત્તથી, આચરવા એ યોગ ॥ ૨૩ ॥

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोनिर्विण्णचेतसा ॥ २३ ॥

---

૧ સંતોષ પામે. ૨ બુદ્ધિથી ગ્રહણ કરાય એવું. ૩ ઇંદ્રિયસંબંધથી પર.

સંકલ્પે થતી કામના, મૂકી સર્વ અશેષ;
ઇંદ્રિય ગણને [1]સર્વથી, કરી વશ મનથી વિશેષ ॥ ૨૪॥

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥ २४ ॥

ધીરે ધીરે આત્મમાં, ધીર બુદ્ધિએ સાર;
સ્થાપી મન, શાંતજ બને, ચિંતે નહીં લગાર ॥ ૨૫॥

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥ २५ ॥

જે જે પ્રત્યે જાયછે, મન ચંચલ અસ્થિર;
તેથી પાછું ખેંચી, વશ કરે આત્મમાં ધીર ॥ ૨૬॥

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

[2]બ્રહ્મભૂત નિષ્પાપ વળી, શાંત રજોગુણ મન;
એ યોગીને તો મળે, સુખ ઉત્તમ અર્જુન ॥ ૨૭॥

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

---

૧ ચોમેરથી. ૨ બ્રહ્મ થયેલ.

સદા જોડતાં એમ મન, યોગી પાપ રહિત;
સેજે પામે સુખ, અતિ [1]બ્રહ્મસ્પર્શ સહિત ॥૨૮॥

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥

[2]પોતાને સૌ ભૂતમાં, સૌને [3]નિજમાં સાર;
જુવે આત્મ° યોગી મુનિ, સૌમાં સમ જોનાર ॥૨૯॥

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

જે મુજને સૌમાં જુવે, સૌને [4]મુજમાં જોય;
હું તેને અળગો નથી, નહિં મુજથી તે હોય ॥૩૦॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

સર્વ ભૂતમાં સ્થિત મને, ભજે ઐક્યથી જેહ;
વર્તતાંજ સૌ રીત પણ, મુજમાં વર્તે તેહ ॥૩૧॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

---

૧ સાક્ષાત્કાર. ૨ પોતાના આત્માને. ૩ પોતાના આત્મામાં.
૪ મારા આત્મસ્વરૂપમાં.

દેખે સૌમાં [1]આત્મવત્, સમાન સુખદુખ સાર;
અર્જુન યોગી શ્રેષ્ઠ તે, મુજ મનથી નિરધાર ॥ ૩૨ ॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

અર્જુન બોલ્યો.

મધુસૂદન આ યોગ જે, આપે કહ્યો સમાન;
સ્થિત થીર તે તણી દેખું નહિ, મન ચંચલ ભગવાન ॥ ૩૩ ॥

अर्जुन उवाच ।

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम्॥ ३३ ॥

મન ચંચલ, બળવાન, દઢ, [2]વિક્ષેપજ કરનાર;
[3]નિગ્રહ તેનો વાયુવત્, [4]દુષ્કર માનું સાર ॥ ૩૪ ॥

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

---

૧ પોતાની પેઠે. ૨ ક્ષોભ. ૩ રોકવું, નિરોધ. ૪ દુઃખે કરાય એવું.

**શ્રીભગવાન બોલ્યા.**

ચંચલ [1]દુર્નિગ્રહજ મન, સંશય કૈં ન લગાર;
પણ અભ્યાસ વિરાગથી, કરાય વશ નિરધાર ॥૩૫॥

**श्रीभगवानुवाच ।**

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥**

[2]અજિતેંદ્રિયને મુજ મતે, છેજ યોગ [3]અપ્રાપ્ય;
જીતેંદ્રિય ઉદ્યોગિને, ઉપાયથી છે પ્રાપ્ય ॥૩૬॥

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥**

**અર્જુન બોલ્યો.**

[4]અયતિ, શ્રદ્ધાવાન, [5]મનચલિત યોગથી જેહ;
યોગ સિદ્ધિ પામીજ નહિ, શું ગતિ પામે તેહ ॥૩૭॥

**अर्जुन उवाच ।**

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥**

---

૧ દુઃખે કરી વશ કરવા શક્ય. ૨ જેણે ઇંદ્રિયો વશ કરી નથી તે. ૩ નહિં પમાય એવો. ૪ પ્રયત્ન નહિ કરનાર. ૫ ચળેલા મનવાળો.

શું બન્નેથી ભ્રષ્ટ થઈ, બ્રહ્મ માર્ગમાં મૂઢ;
[1]છિન્ન [2]અભ્રની પેઠે તે, પામે નાશ વિમૂઢ ॥ ૩૮ ॥

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

એ મુજ સંશય મૂળથી, આપ છેદવા યોગ્ય;
છેદનાર બીજો નથી, કોઇ આપવિણ જોગ્ય ॥ ૩૯ ॥

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

श्रीભગવાન બોલ્યા.

પાર્થ થાય નહિ તે તણો, અહિં પરલોક નાશ;
[3]શુભકૃત્ પામે કોઇ નહિં, [4]દુર્ગતિરૂપ વિનાશ ॥ ૪૦ ॥

श्रीभगवानुवाच ।

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

પુણ્યલોકને પામી, વસી ઘણા વર્ષ ત્યાં સાર;
લે [5]શુચિ ધનીના ઘર વિષે, યોગભ્રષ્ટ [6]અવતાર ॥ ૪૧ ॥

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

---

૧ છેદાયલું, જુદું પડેલું. ૨ વાદળું. ૩ શુભ કરનાર. ૪ ખરાબ ગતિ. ૫ પવિત્ર. ૬ યોગથી ભ્રષ્ટ થયેલો.

અથવા થયે જ્ઞાનીના, કુળમાં એ ઉત્પન્ન;
લોક વિષે એ જન્મ છે, દુર્લભ, કુરુનન્દન ॥૪૨॥

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

પૂર્વ દેહની બુદ્ધિનો, ત્યાં પામે સંયોગ;
તેથી ફરી સિદ્ધિ વિષે, કરે યત્ન બહુ જોગ ॥૪૩॥

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयःसंसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥

[1]અવશ, પૂર્વ અભ્યાસથી, થૈ તે પણ ખેંચાય;
યોગ તણો [2]જીજ્ઞાસુ પણ, [3]વેદ ઉલંઘી જાય ॥૪૪॥

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

પ્રયત્નથી ઉદ્યોગી જે, યોગી પાપથી [4]શુદ્ધ;
પામે શ્રેષ્ઠ ગતિજ તે, બહુ જન્મે થૈ [5]બુદ્ધ ॥૪૫॥

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

---

૧ અસ્વતંત્ર. ૨ જાણવાની ઈચ્છાવાળો. ૩ વેદમાં કહેલ કર્મફળ. ૪ પવિત્ર. ૫ જ્ઞાની.

યોગી અધિક તપસ્વીઁથી, અધિક જ્ઞાનીઁથી, સાર;
અધિક કર્મીઁથી માટ તું, થા યોગી નિરધાર ॥૪૬॥

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

સર્વ યોગીના મધ્યમાં, [1]મુજગત મનથી જેહ;
શ્રદ્ધાવાન ભજે મને, યોગી શ્રેષ્ઠ છે તેહ ॥૪૭॥

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

૧ મારા આત્મસ્વરૂપમાં રાખેલા.

# ॥ अथ सप्तमोऽध्यायः ॥

**શ્રીભગવાન બોલ્યા.**

મુજગત મન, મુજ આશ્રયી, કરતાં યોગજ એમ;
જાણે તું મુજ રૂપ સૌ, નિશ્ચય, સાંભળ તેમ ॥ ૧ ॥

**श्री भगवानुवाच ।**

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

સવિજ્ઞાન આ જ્ઞાન તો, કહું તુજનેજ અશેષ;
જાણી જે, અહિં જાણવા, ફરી નહિ રહે [1]અવશેષ ॥ ૨ ॥

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

કોઇ હજારો [2]મનુજમાં, કરે યત્ન [3]સિધ્યર્થ;
સિદ્ધમાં પણ, જાણે મને, [4]તત્વે કોક સમર્થ ॥ ૩ ॥

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

---

૧ બાકી. ૨ માણસ. ૩ સિદ્ધિ માટે. ૪ તત્વજ્ઞાનથી.

[1]ભૂ, જળ, અગ્નિ, વાયુ, [2]નભ, મન, બુદ્ધિ અહંકાર;
એમ [3]ભિન્ન મુજ જાણવી, પ્રકૃતિ અષ્ટ પ્રકાર ॥ ૪ ॥

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

પણ એ [4]અપરા, એથી મુજ, [5]પરા [6]અન્ય, તું ધાર;
જીવભૂત, મહાબાહુ, જે, સૃષ્ટિને ધરનાર ॥ ૫ ॥

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

[7]એ [8]યોનિથી થાયછે, જાણ ભૂત સૌ એમ;
કર્તા હું સૌ સૃષ્ટિનો, [9]સંહર્તા, પણ તેમ ॥ ૬ ॥

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

મુજથી પર બીજો નથી, [10]હેતુ એનો કોઇ;
સૂત્રે મણિવત્ સર્વ આ, મુજમાં રહ્યું પરોઇ ॥ ૭ ॥

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

---

૧ પૃથ્વી. ૨ આકાશ. ૩ જુદી જુદી. ૪ જડ હોવાથી નિકૃષ્ટ. ૫ ચૈતન્ય હોવાથી ઉત્કૃષ્ટ. ૬ બીજી. ૭ જડ ચૈતન્યરૂપ પ્રકૃતિ. ૮ કારણ. ૯ સંહાર કરનાર. ૧૦ કારણ.

છું રસ જળમાં, છું [1]પ્રભા, ચંદ્ર સૂર્યની, હુંજ;
શબ્દ નભેં વેદેં [2]પ્રણવ, ઉદ્યમ નરમાં છુંજ ॥ ૮ ॥

रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

પુણ્ય ગંધ છું ભૂમિમાં, તેજ અગ્નિમાં સાર;
જીવન સૌ ભૂતો વિષે, તપસ્વીમાં તપ, ધાર ॥ ૯ ॥

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

બીજ સનાતન સર્વનું, પાર્થ, મને તું જાણ;
બુદ્ધિમાનની બુદ્ધિ હું, તેજ તેજીનું માન ॥ ૧૦ ॥

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

છું હું બળ બળિયાતણું, કામ [3]રાગ [4]વર્જિત;
સર્વ ભૂતમાં કામ હું, અર્જુન, ધર્મ સહિત ॥ ૧૧ ॥

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

---

૧ કાંતિ. ૨ ઓંકાર. ૩ ઈચ્છા. ૪ પ્રીતિ. ૫ રહિત.

જે સાત્વિક, રાજસ તથા, તામસ ભાવો જેહ;
હું તેમાં નહિ, જાણ તે મુજથી મુજમાં તેહ ॥૧૨॥

ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

એ ગુણમય ત્રણ ભાવથી, રહ્યું જગત આ મોહી;
જાણે નહિ પર એથી, જે હું અવ્યય છું કોઇ ॥૧૩॥

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

માયા મુજ ગુણી દૈવી એ, દુ:ખેં કરી તરાય;
પણ ભજેછ મુજનેજ જે, તે એને તરી જાય ॥૧૪॥

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

અધમ, પાપી ને મૂઢ વળી, માયાએ [1]હૃતજ્ઞાન;
અસુરભાવ આશ્રિત નર, ભજે ન મુજને, જાણ ॥૧૫॥

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

---

૧ હરાયલા—જ્ઞાનવાળા.

પુણ્યવાન મુજને ભજે, ચાર જાતના જેહ;
રોગી, [1] જિજ્ઞાસુ વળી, [2] અર્થી, જ્ઞાની તેહ ॥૧૬॥

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

તેમાં પણ જ્ઞાની વધે, એક ભક્ત, [3] નિતયુક્ત;
હું અતિ પ્રિય છું જ્ઞાનીને, મુજને છે તે મુક્ત ॥૧૭॥

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥

ઉદાર સૌ એ, જ્ઞાની તો, માનું આત્મસ્વરૂપ;
આત્મયુક્ત તે આશ્રયે, ઉત્તમ ગતિ મુજ રૂપ ॥૧૮॥

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥

જ્ઞાનવાન પામે મને, બહુ જન્માન્તે સાર;
"સર્વ બ્રહ્મ" જોતાંજ, તે દુર્લભ છે નિરધાર ॥૧૯॥

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

---

૧ આત્મજ્ઞાનની ઈચ્છાવાળો. ૨ મતલબી. ૩ નિત્યયોગી.

ઇચ્છાથી હૃતજ્ઞાન વળી, નિજ [1]પ્રકૃતિ વશ જેહ;
બીજા દેવોને ભજે, નિયમ આચરી તેહ ॥ ૨૦ ॥

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥

જે ભક્તો ભજવા ઇચ્છે, શ્રદ્ધાએ જે દેવ;
તેની તે પ્રત્યે કરૂં, દૃઢ શ્રદ્ધા, તત્પેવ ॥ ૨૧ ॥

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥

તે શ્રદ્ધાએ યુક્ત એ, ભજે દેવને સાર;
ઇચ્છિત પામે તે થકી, મુજ નિર્મિત તે, ધાર ॥ ૨૨ ॥

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥ २२ ॥

પણ તે અલ્પમતિજને, ફળતો નાશી થાય;
મળે [2]દેવયજિ દેવને, મુજ ભક્તો મુજમાંય ॥ ૨૩ ॥

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥

---

૧ સ્વભાવ. ૨ ઇંદ્રાદિ દેવનું યજન કરનાર.

[1]અલ્પધિ, હું [2]અવ્યક્તને, માને [3]વ્યક્તજ જેહ;
અતિ ઉત્તમ, અવિનાશી મુજ, રૂપ ન જાણે તેહ ॥ ૨૪ ॥

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

જણાઉં નહિ હું સર્વને, માયાયે ઢાંકેલ;
જાણે મને, અનાશી અજ, નહિ, જન મૂઢ બનેલ ॥ ૨૫ ॥

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

[4]ભૂત, ભવિષ ને આ સમય, અર્જુન નિપજે જેહ;
જાણું હું તે સર્વને, મુજને નહિ કો તેહ ॥ ૨૬ ॥

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

રાગ દ્વેષથી દ્વંદ્વ જે મોહ, તેણે નિરધાર;
સૃષ્ટિ વિષે સૌ પ્રાણિયો, મોહ પામેછે સાર ॥ ૨૭ ॥

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परन्तप ॥ २७ ॥

---

૧ થોડી બુદ્ધિવાળા. ૨ શરીરાદિ રહિત, અદશ્ય. ૩ શરીરવાળો, દશ્ય. ૪ ભૂતકાળ.

પણ જે પુણ્યજનોતણું, લય પામ્યું દુષ્કૃત;
મુક્ત દ્વંદ્વ મોહથીજ તે, ભજે મને દૃઢવૃત્ત ॥ ૨૮ ॥

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥

જરા મરણ ટળવા કરે, આશ્રી મને જે યત્ન;
તે જાણે અધ્યાત્મ સૌ, બ્રહ્મ કર્મ પણ [1]કૃત્સ્ન ॥ ૨૯ ॥

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

અધિભૂત દૈવ યજ્ઞે સહિત, જાણે મુજને જેહ;
અંતે પણ જાણે મને, યોગી વિવેકી તેહ ॥ ૩૦ ॥

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-संवादे ज्ञानविज्ञानयोगोनाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

[1] બધું.

# ॥ अथाष्टमोऽध्यायः ॥

અર્જુન બોલ્યો.

શું તે બ્રહ્મ અધ્યાત્મ શું, શું વળી કર્મજ સોય;
શું અધિભૂત કહેલ છે, શું અધિદૈવજ હોય ॥ ૧ ॥

अर्जुन उवाच ।

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

શું અધિયજ્ઞજ, કેમ એ, આ વપુમાં રહેનાર;
અંતે તમને કેમ વળી, વશ મન જાણે સાર ॥ ૨ ॥

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

શ્રીભગવાન બોલ્યા.

[1]પર અક્ષર એ બ્રહ્મ છે, છે અધ્યાત્મ [2]સ્વભાવ;
[3]વિસર્ગને કહે કર્મ, જે, કરે [4]સૃષ્ટિનો ભાવ ॥ ૩ ॥

श्रीभगवानुवाच ।

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

---

૧ નાશરહિત પરમાત્મા. ૨ બ્રહ્મનું પ્રત્યેક શરીરમાં જીવરૂપે હોવું.
૩ યજ્ઞ. ૪ વૃષ્ટયાદિદ્વારા ઉત્પત્તિ.

અધિભૂતજ [1]ક્ષરભાવ છે, [2]પુરૂષજ છે અધિદૈવ;
આ વપુમાં [3]અધિયજ્ઞ છું, નરવર હુંજ [4]તથૈવ ॥ ૪ ॥

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

અંતસમય સ્મરતાં મને, દેહ મૂકીને જાય;
પામે તે મુજ [5]ભાવને, નહિ સંશય તેમાંય ॥ ૫ ॥

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

સ્મરતાં જે જે [6]ભાવને, ત્યજેછ અંતે દેહ;
પામે તે તે ભાવને, [7]તદ્ભાવિત નિત છેહ ॥ ૬ ॥

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

માટે સ્મર મુજને સદા, યુદ્ધ કર ને તું સાર;
મુજમાં મન મતિ અર્પી તું મળીશ મને નિરધાર ॥ ૭ ॥

तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

---

૧ નાશવંત પદાર્થ. ૨ વિરાટ, હિરણ્યગર્ભ. ૩ સર્વયજ્ઞના અધિષ્ઠાતા, કર્મફળદાતા. ૪ તેજ રીતે. ૫ સ્વરૂપ ૬ દેવતાવિશેષ. ૭ તેનું સર્વદા ચિંતન કરનાર.

મન અભ્યાસેં યુક્ત જે, બીજે નહિ જાનાર;
પામે તેણે ચિંતતાં, પરમ પુરૂષને સાર ॥ ૮ ॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ ८ ॥

ચિંતેજ જે, એ [1]કવિ, ને [2]પુરાણ,
[3]શાસ્તા તથા સૂક્ષ્મ અતિજ જાણ;
સૌનેજ [4]ધાતા, નહિ ચિંત્યરૂપ,
અજ્ઞાનથી દૂર રવિસ્વરૂપ ॥ ૯ ॥

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ९

[5]પ્રયાણકાળે સ્થિર ચિત્તથીજ,
રૂડી રીતે યોગ બળે કરીજ;
તે ભક્ત, રાખી ભ્રૂવચેજ પ્રાણ,
પામે પરંપુરુષ [6]દિવ્ય જાણ ॥ ૧૦ ॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम्

૧ સર્વજ્ઞ. ૨ અનાદિસિદ્ધ. ૩ નિયંતા, નિયમમાં રાખનાર. ૪ ઉત્પન્ન કરનાર. ૫ અંતકાળે. ૬ પ્રકાશમાન.

જેને કહે [1]વેદવિદોજ બ્રહ્મ,જેમાં પ્રવેશે યતિયોજસમ;
જે ઇચ્છિ પાળે બ્રહ્મચર્યવ્રત, ટુંકે તને કહું પદ તેજસત ॥ ૧૧ ॥

यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ११

સર્વ [2]દ્વારને વશ કરી, રૂંધી હૃદયમાં મન;
રાખી પ્રાણ, ભ્રૂમધ્યમાં, ધરી સ્થૈર્ય અર્જુન ॥ ૧૨ ॥

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥

ઓં એકાક્ષર બ્રહ્મને, ઉચરી સ્મરીને જેહ;
મૂકી દેહને જાય છે, પરગતિ પામે તેહ ॥ ૧૩ ॥

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

સ્મરે નિત્ય મુજને વળી, [3]અનન્યમન જે સાર;
નિત્યયુક્ત તે યોગીને, છું જ સુલભ નિરધાર ॥ ૧૪ ॥

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥

---

૧ વેદાર્થ જાણનાર. ૨ ઇંદ્રિયોનાં દ્વાર. ૩ બીજામાં મન નહિ રાખનાર.

પામી મને, ફરી જન્મ જે, [1]અનિત્ય ને દુખયુક્ત;
પામે તેને નહિ, મહા, સિદ્ધ થયેલા મુક્ત ॥૧૫॥

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

લોક બ્રહ્મલોકે સહિત, પુનર્જન્મ દેનાર;
પામી મને, મુજ ભક્ત નહિ, ફરી જન્મ લેનાર ॥૧૬॥

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

જાણે દિન બ્રહ્માતણો, હજાર [3]યુગનો જેહ;
રાત્રિ પણ યુગ સહસ્રની, રાત્રદિવસવિદ તેહ ॥૧૭॥

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

સૌ [4]વ્યક્તો [5]અવ્યક્તથી, [6]દિવસે ઉત્પન થાય;
થાય લીન સૌ [7]રાત્રિયે, તે અવ્યક્તજમાંય ॥ ૧૮ ॥

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

---

૧ નાશવંત. ૨ સાવન એટલે, ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે ચાર અબજ બત્રીશ કરોડ વર્ષનો બ્રહ્માનો દિવસ થાય છે, ને તેટલાજ પ્રમાણની તેની રાત્રિ સમજવી. ૩ ત્રેતાળીશ લાખ વીશ હજાર વર્ષનો યુગ. ૪ ચરાચર ભૂતપ્રાણી. ૫ કારણરૂપ માયા. ૬ બ્રહ્માનો દિવસ સમજવો. ૭ બ્રહ્માની રાત્રિ સમજવી.

તેજ ચરાચર ભૂત આ, અવશજ કુરૂનંદન;
થૈ લય પામે રાત્રિએ, થાય દિને ઉત્પન્ન ॥ ૧૯ ॥

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

એ અવ્યક્તથીપર બીજો, ભાવ સનાતન જેહ;
નાશ થયે સૌ ભૂત પણ, નાશ ન પામે તેહ ॥ ૨૦ ॥

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

કહે અક્ષર અવ્યક્ત વળી, પરગતિ તેને કેહ;
જેને પામી ન જન્મ લે, મુજ સ્વરૂપ પર તેહ ॥ ૨૧ ॥

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥

થાયછેજ પર પુરૂષ તે, એક ભક્તિએ પ્રાપ્ત;
જેમાં ભૂતો રહે, બધું, જેણે છે આ [1]વ્યાપ્ત ॥ ૨૨ ॥

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

---

૧ વ્યાપેલું.

મરતાં યોગી જે સમય, ફરી જન્મે નહિ સાર;
જન્મે ફરી પણ જેમ, તે, સમય કહું નિરધાર ॥ ૨૩ ॥

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

અર્ચિ, દિવસ, શુધપક્ષને, ઉત્તરાયણમાં સાર;
જનાર બ્રહ્મજ થાય તે, [3]બ્રહ્મવિદ્ જન, ધાર ॥ ૨૪ ॥

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

ધૂમ, રાત્રિ, [4]વિધપક્ષ ને, દક્ષિણાયને સાર;
જાય, સ્વર્ગ પામી ફરે, કર્મયોગી નિરધાર ॥ ૨૫ ॥

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

શુકલ કૃષ્ણ એ બે ગતિ, શાશ્વત્ અહિંજ મનાય;
એક પામે મોક્ષ ફરી, જન્મ અન્યથી થાય ॥ ૨૬ ॥

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥

---

૧ અગ્નિ તથા જ્યોતિનો પ્રકાશ. ૨ શુકલપક્ષ. ૩ બ્રહ્મને જાણ-નાર. ૪ કૃષ્ણપક્ષ.

પાર્થ જાણતા માર્ગ એ, યોગી મોહ ન કોય;
માટે તું યોગીજ થા, સર્વ કાળમાં સોય ॥ ૨૭ ॥

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

વેદો વિષે, યજ્ઞતપો વિષે જે,
દાનો વિષે પુણ્ય કહેલ છે જે;
પામે બધું તે, મુનિ જાણી એને,
પામે વળી જે પદ આદિ તેને ॥ ૨૮ ॥

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-संवादे अक्षरब्रह्मयोगोनाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

# ॥ अथ नवमोऽध्यायः ॥

**શ્રીભગવાન બોલ્યા.**

શુદ્ધ તને અતિ ગુપ્ત આ, વિજ્ઞાનેજ સહિત;
જ્ઞાન કહું જે જાણીને, થશે અશુભથી રહિત ॥ ૧ ॥

**श्रीभगवानुवाच ॥**

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥**

છે એ વિદ્યારાજ અતિ, [1]ગુહ્ય, શુદ્ધ ને ધર્મ્ય;
એ અવ્યય ઉત્તમ સુલભ, છે પ્રત્યક્ષે [2]ગમ્ય ॥ ૨ ॥

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

પણ પુરૂષો એ ધર્મને, ન માનનારા જેહ;
ભમે મૃત્યુ સંસારમાં, પામી મને નહિ તેહ ॥ ૩ ॥

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परन्तप ।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

---

૧ ગુપ્ત. ૨ જણાય એવી.

મેં અવ્યક્તે સર્વ આ, વ્યાપ્યું જગતજ સાર;
મુજમાં સર્વે ભૂત એ, હું તેમાં ન લગાર ॥ ૪ ॥

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥

વળી મુજમાં નહિ ભૂત એ, જો મુજ ઇશ્વરી યોગ;
[1]ધર્તા પાળક છુંજ પણ, નહિં એમાં મુજ ભોગ ॥ ૫ ॥

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥

જેમ રહે નભમાંજ નિત, વાયુ [2]સર્વગત મહાન;
સર્વ ભૂત પણ તેમ છે, અર્જુન, મુજમાં જાણ ॥ ૬ ॥

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

સૌ પામે [3]કલ્પક્ષયે, મુજ પ્રકૃતિને સાર;
[4]કલ્પારંભે હું સજું, ફરી તેને નિરધાર ॥ ૭ ॥

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

---

૧ ધારણ કરનાર. ૨ સર્વ ઠેકાણે રહેલ. ૩ પ્રલયકાળે. ૪ સૃષ્ટિકાળે, કલ્પ એટલે ચાર અબજ બત્રીશ કરોડ સાવન વર્ષ.

સ્વીકારી નિજ પ્રકૃતિને, સર્જું ફરી-ફરી આ ભૂત;
પૂર્વ કર્મથી એ બધા, પરવશ પાંડુ સૂત ॥ ૮ ॥

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

પણ અસંગી તે કર્મમાં, ઉદાસીનવત્ સાર;
હું છું, માટે નહિં મને કર્મ બાધ કરનાર ॥ ૯ ॥

न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

મુજ [1]અધ્યક્ષપણે રચે, પ્રકૃતિ વિશ્વ નિરધાર;
એજ હેતુએ થાયછે, જગતજ વારંવાર ॥૧૦॥

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥

મુજ ઇશ્વરી પરભાવને, ન જાણનારા જેહ;
મનુષદેહધારી મને, નિંદે મૂઢા તેહ ॥૧૧॥

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

---

૧ અધિષ્ઠાતા પાસે હોવાથી.

વ્યર્થ આશો ને કર્મો તે, વ્યર્થ જ્ઞાની [3]વિક્ષિપ્ત;
[4]મોહિની, [5]રાક્ષસી, [6]આસુરી, પ્રકૃતિ તે આશ્રિત ॥ ૧૨ ॥

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

પણ મહાત્મા એકચિત્ત, દૈવી પ્રકૃતિવાન;
ભજે મને જાણી મને, કારણ અવ્યય મહાન ॥ ૧૩ ॥

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

કર્તા કિર્તન નિત્ય કો, દ્રઢવ્રત યત્ને સક્ત;
નમતાં કંઈક ભજે મને, ભક્તિએ નિત ભક્ત ॥ ૧૪ ॥

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥

અન્ય ભજે કો જ્ઞાનથી, [8]ઐક્યે [9]પૃથકે સાર;
કોઇ વિશ્વરૂપે મને, દેખી બહુજ પ્રકાર ॥ ૧૫ ॥

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

---

૧ વૃથા, ફોકટ. ૨ આશાવાળો. ૩ વિક્ષેપ પામેલો. ૪ બુદ્ધિ ભ્રષ્ટ કરનાર. ૫ હિંસાદી કરાવનાર. ૬ દંભ, ગર્વાદિ કરાવનાર. ૭ સ્વભાવ. ૮ એકપણાથી અહંગ્રહ ઉપાસનાથી. ૯ જુદાપણાથી.

હું [1]ક્રતુ ને હું યજ્ઞ છું, [2] સ્વધાજ [3] [4]ઔષધજ હુંજ;
હુંજ, મંત્ર, હું [5]આજ્ય છું, અગ્નિ હવન હું છુંજ ॥૧૬॥

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

પિતા પિતામહ જગતનો, માતા [6]ધાતા હુંજ;
[7]જ્ઞેય, શુદ્ધ ઓંકાર, [8]ઋક્, [9]સામ [10]યજુ હું છુંજ ॥ ૧૭ ॥

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

ગતિ, [11]ભર્તા, પ્રભુ, સાક્ષી હું, [12]શરણુ સુહૃત્ [13]નિવાસ;
[14]પ્રભવ, [15]પ્રલય, આધાર [16]લય, કારણુ છું અવિનાશ ॥ ૧૮ ॥

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

કરૂં તાપ વૃષ્ટિ કરૂં, કદી અવૃષ્ટિ સાર;
જીવન મૃત્યુ હુંજ છું, [17]સ્થૂળ, [18]સૂક્ષ્મ નિરધાર ॥ ૧૯ ॥

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

---

૧ અગ્નિષ્ટોમાદિ યજ્ઞ. ૨ નિત્ય પંચયજ્ઞાદિ. ૩ શ્રદ્ધાદિ. ૪ અન્ન વા ઔષધિ. ૫ ઘૃતાદિ. ૬ કર્મફળ દેનાર. ૭ જાણવાલાયક. ૮, ૯, ૧૦ ત્રણે વેદોના નામ. ૧૧ પોષણ કરનાર. ૧૨ રક્ષક. ૧૩ રહેવાનું સ્થાન. ૧૪ સૃષ્ટિ કરનાર. ૧૫ નાશ કરનાર. ૧૬ લયસ્થાન. ૧૭ દશ્ય પદાર્થ. ૧૮ અદશ્ય વસ્તુ.

[1]વેદત્રયી [2]સોમપી શુદ્ધ છે જે,
યજ્ઞે યજી સ્વર્ગ ગતિ ઇચ્છે તે;
પામીજ તે પુણ્ય સુરેન્દ્રલોક,
ત્યાં ભોગવે દિવ્યજ દેવભોગ ॥ ૨૦ ॥

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोक-
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

તે ભોગવી સ્વર્ગપુરીજ મોટી,
આવે અહીં પુણ્ય ગયેજ ખૂટી;
એમ [3]ત્રયીધર્મ અનુસરે છે,
તે અર્થકામી જઇને વળેછે ॥ ૨૧ ॥

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥

---

૧ ઋક્, સામ અને યજુર્વેદ જાણનાર. ૨ સોમવલ્લી પીનાર. ૩ ત્રણે વેદે કહેલો કર્મમાર્ગ.

પણ[1] અનન્ય ભક્તો મને, ચિંતી સેવે સાર;
યોગક્ષેમ[2] હું તે તણો, ચલાવું છ નિરધાર ॥ ૨૨ ॥

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

અનન્ય દેવને જે ભજે, શ્રદ્ધા ભાવ સહિત;
ભજે છ તે મુજનેજ પણ, [3]વિધિથી છેજ રહિત ॥ ૨૩ ॥

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयाऽन्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥

હું ભોક્તા સૌ યજ્ઞનો, પ્રભુ પણ હું નિરધાર;
જાણે મને ન તત્વથી, ફરી તે આવે સાર ॥ ૨૪ ॥

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥

મળે દેવયજિ દેવને, પિતૃને પિતૃભક્ત;
[4]ભૂતયજી [5]ભૂતોજને, મુજને મુજમાં સક્ત ॥ ૨૫ ॥

यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् २५

---

१ બીજામાં મન નહિં રાખનાર. ૨ અપ્રાપ્તનું મેળવવું ને પ્રાપ્તનું રક્ષણ કરવું. ૩ મોક્ષપ્રાપક વિધિ. ૪ ક્ષુદ્ર દેવને યજનાર. ૫ ક્ષુદ્ર દેવ.

પત્ર પુષ્પ ફળ જળ મને, અર્પે પ્રીત્યેં જેહ;
ગ્રહણ કરૂં તે શુદ્ધનું, પ્રીત્યેં અર્પિત તેહ ॥ ૨૬ ॥

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

કરે, ખાય, હોમે વળી, આપે પણ તું જેય;
તપ કરેજ, તે સૌ મને, અર્પી દે કૌંતેય ॥ ૨૭ ॥

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

એમ શુભાશુભ ફળથકી, અર્જુન છુટી જઇશ;
સંન્યાસી ને મુક્ત થૈ મુજને તુંજ મળીશ ॥ ૨૮ ॥

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

છું હું સમ સૌ [1]ભૂતમાં, પ્રિય અપ્રિય નહિ કાંઇ;
ભજે મને ભાવેજ, તે મુજમાં હું તેમાંઇ ॥ ૨૯ ॥

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

---

૧ પ્રાણી.

દુરાચારી પણ હોય જે, ભક્ત મને ભજનાર;
સાધુ તે વળી જાણવો, [1]સમ્યક્ નિશ્ચયી સાર ॥ ૩૦ ॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

થાય તુર્ત ધર્મી જ, નિત, શાંતિ પામે તેહ;
નાશ ન પામે ભક્ત મુજ, અર્જુન જાણી લેહ ॥ ૩૧ ॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

સ્ત્રી, [2]વૈશ્યો, શૂદ્રો તથા, ચાંડાલો પણ જેહ;
અર્જુન મુજ આશ્રય કરી, પરગતિ પામે તેહ ॥ ૩૨ ॥

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥

તો પછી બ્રાહ્મણ ક્ષત્રિયો, પામે તેમાં શું જ;
અસુખ, [3]અનિત્ય જ લોક આ, પામી મને ભજ તું જ ॥ ૩૩ ॥

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

---

૧ સારી રીતે. ૨ કેવળ ખેતી કરનાર. ૩ નાશવંત.

થા [1] મન્મન, મુજ ભક્ત થા, [2] મદ્યજિ નમ, મુજનેજ;
થૈ [3] મત્પર, મન જોડીને, પામીશ તું જ [4] મનેજ ॥ ૩૪ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे राजविद्याराजगुह्ययोगोनाम नवमोऽध्यायः ॥ ९ ॥

---

૧ મારા આત્મસ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૨ મારૂં યજન કરનાર.
૩ મારા આત્મસ્વરૂપમાં તત્પર. ૪ મારા આત્મસ્વરૂપને.

# ॥ अथ दशमोऽध्यायः ॥

---

**શ્રીભગવાન બોલ્યા.**

સુણ ફરીજ મહાબાહુ તું; અતિ ઉત્તમ મુજવાણ;
જે, તું પ્રિયને હું કહું, હિતેચ્છાયે જાણ ॥ ૧ ॥

**श्रीभगवानुवाच ।**

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥**

જાણે નહિં મુજ [1]પ્રભવને, મુનિ દેવો નિરધાર;
કારણ મુનિ દેવો તણું, છું હું સર્વ પ્રકાર ॥ ૨ ॥

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

અજ, અનાદિ, ઇશ લોકનો, જાણે મુજને જેહ;
મનુષ્યમાં સૌ પાપથી, છૂટે મોહવિણ તેહ ॥ ૩ ॥

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असम्मूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

---

૧ ઉત્પત્તિ.

બુદ્ધિ, જ્ઞાન, [1]અસંમોહ [2]દમ, ક્ષમા, સત્ય, [3]શમ સાર;
સુખદુઃખ, [4]ભાવ [5]અભાવ વળી ભય અભય નિરધાર ॥ ૪ ॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥

અહિંસા, [6]સમતા તપ વળી [7]તુષ્ટિ અયશ, યશ, દાન;
થાય ભાવ એ પ્રાણીને, મુજથી બહુવિધ માન ॥ ૫ ॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

[8]સાત, [9]ચાર ઋષિ, [10]મનુ, પ્રથમ, [11]મદ્દભાવી તે સાર;
થયા જ મનથી, જેની આ પ્રજા લોકમાં ધાર ॥ ૬ ॥

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

મુજ [12]વિભૂતિ વળી યોગ એ, જાણે તત્વે જેય;
જોડાયે સ્થિર યોગમાં, [13]નિઃસંશય કૌંતેય ॥ ૭ ॥

एतां विभूतिं यागं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

---

૧ મોહરહિતપણું. ૨ બહારની ઇંદ્રિયોનું દમન. ૩ અંતઃકરણને વશ કરવું. ૪ ઉત્પત્તિ. ૫ નાશ. ૬ સમાનપણું. ૭ સંતોષ. ૮ ભૃગુ આદિ સાત ઋષિ. ૯ સનકાદિ ચાર ઋષિ. ૧૦ સ્વયંભૂઆદિ ચૌદ મનુ. ૧૧ મારા પ્રભાવવાળા. ૧૨ ઐશ્વર્ય. ૧૩ સંશયરહિત.

જન્મ [1]હેતુ હું સર્વનો, થાય સર્વ મુજથીજ;
જાણી એમ ભજે મને, ભાવયુક્ત જ્ઞાનીજ ॥ ૮ ॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

રાખી પ્રાણ મન મુજવિષે, જ્ઞાની પરસ્પર સાર;
રમે, મને ભજી જાણી નિત, ધરાય પણ નિરધાર ॥ ૯ ॥

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

તે નિત પ્રીતિવડે મને ભજનારાને એહ;
[2]ધિયોગ આપું જેથી તો, પામે મુજને તેહ ॥ ૧૦ ॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥

કરૂં [3]નાશ અજ્ઞાન તમ, કૃપાથી તેનું સાર;
પ્રકાશિતજ્ઞાન દીપેં કરી અંતર રહી નિરધાર ॥ ૧૧ ॥

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

---

૧ કારણબીજ. ૨ જ્ઞાનયોગ. ૩ અજ્ઞાનરૂપી અંધારૂં.

અર્જુન બોલ્યો.

આપ બ્રહ્મપર ધામ છો, પવિત્ર ને વિશેષ;
આદિ દેવ અજ [1]વિભુ વળી, દિવ્ય પુરુષ હંમેશ ॥ ૧૨ ॥

अर्जुन उवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

એમ આપને સૌ કહે દેવર્ષિ નારદ, વ્યાસ;
દેવલ, અસિત, ઋષિ બધા, આપ વદોછો ખાસ ॥ ૧૩ ॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

માનું છું એ સત્ય સૌ, આપ કહોછો જેહ;
જાણે નહિં સુર અસુર પણ, [2]વ્યક્તિ આપની તેહ ॥ ૧૪ ॥

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

પોતાને પોતેજ તો, જાણોછો ભૂતેશ;
[3]ભૂતોત્પાદક, જગપતિ, પુરૂષોત્તમ દેવેશ ॥ ૧૫ ॥

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

---

૧ વ્યાપક. ૨ સ્વરૂપ. ૩ પ્રાણિયોને પેદા કરનાર.

છો કહેવાને યોગ્ય નિજ, દિવ્ય વિભૂતિ અશેષ;
જેથી આપ આ લોકને, વ્યાપી રહ્યા વિશ્વેશ ॥ ૧૬ ॥

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥

જાણી શકું હું આપને, સદા ચિંતતાં કેમ;
કે કે ચીજે ચિંત્ય છો, આપ જનાર્દન તેમ ॥ ૧૭ ॥

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥

ફરી કહો વિસ્તારથી, યોગ વિભૂતિ નિજ;
સુણતાં અમૃત થાય નહિં, મુજને હાર તૃપ્તિજ ॥ ૧૮ ॥

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

**શ્રીભગવાન બોલ્યા.**

કહીશ વિભૂતિ દિવ્ય મુજ, મુખ્ય પાર્થ છે જેહ;
મુજ વિભૂતિ વિસ્તારનો, લાગે નહિં કૈં છેહ ॥ ૧૯ ॥

**श्रीभगवानुवाच ।**

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥

હું આત્મા સૌ ભૂતમાં, રહેલ છું નિરધાર;
આદિ મધ્ય ને અંત પણ, ભૂતોનો હું સાર ॥ ૨૦ ॥

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ २० ॥

છું વિષ્ણુ આદિત્યમાં, મરિચિ વાયુમાં જાણ;
શશી[1] નક્ષત્રે, જ્યોતિમાં, છું રવિ અંશુમાન[2] ॥ ૨૧ ॥

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

સામવેદ વેદોવિષે, ઈંદ્ર દેવમાં ધાર;
મન ઈંદ્રિયમાં હુંજ છું, ચેતન ભુતે સાર ॥ ૨૨ ॥

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

શંકર હું રૂદ્રોવિષે, વસુમાં અગ્નિ છુંજ;
કુબેર રાક્ષસ યક્ષમાં, મેરૂ [3]શિખરીમાં હુંજ ॥ ૨૩ ॥

रुद्राणां शङ्करश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

---

૧ ચંદ્રમા. ૨ કિરણુવાળો. ૩ પર્વત.

મને [1]પુરોહિતમાંજ તું, મુખ્ય બૃહસ્પતિ જાણ;
સેનાપતિમાં [2]સ્કંદ હું, [3]અબ્ધિ તળાવે માન ॥ ૨૪ ॥

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥

મહર્ષિમાં ભૃગુ હુંજ છું, વાણીમાં ઓંકાર;
[4]હિમાદ્રિ છું સ્થાવર વિષે, જપ[5] યજ્ઞોમાં ધાર ॥ ૨૫ ॥

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

હું નારદ દેવર્ષિમાં, પીપળ વૃક્ષે હુંજ;
ગંધર્વોમાં, ચિત્રરથ, કપિલ સિદ્ધમાં છુંજ ॥ ૨૬ ॥

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

અમૃતોદ્‌ભવ ઉચ્ચૈશ્રવા, અશ્વોમાં હું, જાણ;
[6]ગજેંદ્રોમાં ઐરાવત, રાજા નરમા માન ॥ ૨૭ ॥

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

---

૧ ઉપાધ્યાય. ૨ કાર્તિકસ્વામી. ૩ સમુદ્ર. ૪ હિમાલય. ૫ અમૃતમંથન વખતે ઉત્પન્ન થયેલ. ૬ મોટા હાથી.

આયુધમાં હું વજ્ર છું, પ્રજા હેતુ [1]કંદર્પ;
કામધેનુ ધેનુવિષે, સર્પે વાસુકિ સર્પ ॥ ૨૮ ॥

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

છું નાગોમાં શેષ હું, વરુણ જળચરોમાંય;
આર્યમાંજ પિતૃવિષે [2]સંયુમીમાં યમરાય. ॥ ૨૯ ॥

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

છું પ્રલ્હાદ દૈત્યો વિષે, [3]ગણકોમાં છું કાળ;
સિંહ [4]મૃગોમાં, પક્ષિમાં, છું હું [5]વિનતાબાળ ॥ ૩૦ ॥

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

વેગવાનમાં વાયુ હું, શસ્ત્રધારીમાં રામ;
[6]મકર મત્સ્યમાં હુંજ છું, નદીમાં ગંગા નામ ॥ ૩૧ ॥

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

---

૧ કામદેવ. ૨ દંડ કરનાર. ૩ ગણિત કરનાર. ૪ જનાવર. ૫ ગરુડ. ૬ મગર.

આદિ અંત ને મધ્ય પણ, સૃષ્ટિનો હું સાર;
[1]બ્રહ્મવિદ્યા વિદ્યાવિષે, વાદ વાદીમાં ધાર ॥ ૩૨ ॥

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

અકાર છું અક્ષર વિષે, [2]દ્વંદ્વ સમાસે ધાર;
કાળ અનાશી છું વળી, [3]ધાતા સર્વ પ્રકાર ॥ ૩૩ ॥

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

મૃત્યુ સર્વ હરનાર હું, [4]ઉદ્‌ભવ થનારમાંજ;
સ્ત્રીમાં વાણી, કીર્તિ, [5]શ્રી, સ્મૃતિ, ધી, [6]ધૃતિ, ક્ષમાજ ॥ ૩૪ ॥

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिःक्षमा ॥३४॥

બૃહત્સામ છું સામમાં, ગાયત્રી, છંદેજ;
માર્ગશીર્ષ છું માસમાં, વસંત ઋતૂયેંજ ॥ ૩૫ ॥

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

---

૧ આત્મજ્ઞાન. ૨ વ્યાકરણમાં કહેલા છ સમાસમાંનો એક. ૩ કર્મ-ફળ દેનાર. ૪ ઉત્પત્તિ. ૫ લક્ષ્મી. ૬ ધૈર્ય

છળીજનમાં છું દ્યૂત વળી, તેજ તેજીમાં ધાર;
જય ઉદ્યમ પણ હુંજ છું, [1]સત્વ સાત્વિક સાર ॥ ૩૬ ॥

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

વાસુદેવ યાદવવિષે, પાંડવામાં હું તુંજ;
મુનિમાં વેદવ્યાસ હું, શુક્રકવિમાં છુંજ ॥ ૩૭ ॥

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनञ्जयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

દંડ દમન કરનારમાં, [2]મૌન ગુહ્યમાં માન;
નીતિ જય ઈચ્છનારમાં, જ્ઞાનવાનમાં જ્ઞાન ॥ ૩૮ ॥

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

સર્વ ભૂતનું બીજ જે, તે છું હું નિરધાર;
થાય નહીં મુજવિણ એ, ભૂત ચરાચર સાર ॥ ૩૯ ॥

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

---

૧ સત્વગુણ. ૨ મુનિવ્રત.

મુજ વિભૂતિ દિવ્યજતણો, આવે અંત ન ધાર;
માટે મેં તેનો કહ્યો, સંક્ષેપે વિસ્તાર ॥ ૪૦ ॥

नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परन्तप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

[1] વિભૂતિમત્, [2] શ્રીમંત વળી, ગુણથી અતિશય જેહ;
મુજ બળઅંશે જાણ તું, થયુંજ ઉત્પન્ન તેહ ॥ ૪૧ ॥

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥ ४१ ॥

અથવા અર્જુન બહુજ એ, જાણેથી છે શુંજ;
એક અંશથી સર્વ જગ, વ્યાપી રહ્યો આ હુંજ ॥ ૪૨ ॥

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-संवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥

---

૧ વિભૂતિવાળું. ૨ ઐશ્વર્યવાન.

# ॥ अथ एकादशोऽध्यायः ॥

अर्जुन बोल्यो.

મુજ અર્થે આપેંજ જે, કહી [1]અધ્યાત્મજ વાણી
પરમ ગુહ્ય, તેણે કરી, મોહ પામ્યો મુજ હાણી ॥ ૧ ॥

अर्जुन उवाच ।

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

ઉત્પત્તિ લય ભૂતો તણાં, [2]મહત્વ અવ્યય સાર;
કૃષ્ણ, શુણ્યા મેં આપથી, વિસ્તારે નિરધાર ॥ ૨ ॥

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

આપ વદોછો તેમ છે, પરમેશ્વર નિજરૂપ;
તોપણ જોવા ચાહુંછું, નિજ ઐશ્વર્ય સ્વરૂપ ॥ ૩ ॥

एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

---

૧ બ્રહ્મવિદ્યા. ૨ મહાત્મ્ય.

જોઇ શકીશ હું રૂપ તે, પ્રભુ માનો જો સારૂં;
તો અવ્યય નિજ રૂપને, બતાવોજ નિરધાર ॥ ૪ ॥

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

श्रीभगवान બોલ્યા.

અર્જુન મારૂં રૂપ જો, દિવ્ય હજાર પ્રકાર;
અનેક [1]વર્ણાકૃતિ વળી, [2]નાના વિધ નિરધાર ॥ ૫ ॥

श्री भगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

આદિત્ય, વસુ, રુદ્રો, મરુત, વળિ અશ્વિનીકુમાર;
અદિઠ પૂર્વ આશ્ચર્ય બહુ, જો તું આણે ઠાર ॥ ૬ ॥

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

સકળ ચરાચર જગતને, મુજ વપુમાંજ રહેલ;
જો તું હમણા જો વળી, બીજું જે ઇચ્છેલ ॥ ૭ ॥

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

---

૧ વર્ણ અને આકારવાળા. ૨ બહુ.

આ નિજ ચક્ષુવડે મને, નથી જોવા તું જોગ;
દિવ્ય નેત્ર આપું તને, જો મુજ ઇશ્વરી યોગ ॥ ૮ ॥

न तु मां शक्ष्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

संજય બોલ્યો.

એમ કહી અર્જુનને, ઇશ્વરી રૂપ મહાન્;
યોગેશ્વર હરીએ પછી, દેખાડયું રાજન્ ॥ ૯ ॥

संजय उवाच ।

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

અનેક મુખ, નેત્રી બહુ, [1]અદ્‌ભુત દર્શનવાન;
અનેક [2]દિવ્યાભરણી બહુ, [3]ઉદ્યુત આયુધમાન ॥ ૧૦ ॥

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

---

૧ આશ્ચર્યકારક. ૨ દિવ્ય. અલંકારવાળા. ૩ ઉગામેલ.

દિવ્ય પુષ્પ ને વસ્ત્ર [1]ધર, દિવ્ય ગંધ લેપન્ન;
અનંત સૌ આશ્ચર્યમય, [2]સૌદિશ મુખ [3]સંપન્ન ॥ ૧૧ ॥

दिव्यमाल्यांबरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥

જો [4]દિવિ સૂર્ય હજારની, કાંતિ એકદમ થાય;
તો એ મહાત્માની કાંતિને, મળતી કૈંક જણાય ॥ ૧૨ ॥

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

ત્યાં જગ, ઇશ શરીરમાં, સકળજ એક સ્થાન;
નાના ભેદે અર્જુને, રહેલું દીઠું જાણ ॥ ૧૩ ॥

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ १३ ॥

[illegible]ો વિસ્મય તે પછી, [5]રોમહર્ષી થૈ, નાથ;
નમી મસ્તકથી દેવને, બોલ્યો જોડી હાથ ॥ ૧૪ ॥

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥ १४ ॥

---

१ ધારણ કરનાર. २ બધી બાજુ. ३ યુક્ત. ४ આકાશમાં. ५ રૂંવાડા ઉભાં થયેલ.

અર્જુન બોલ્યો.

દેખુંછ દેવો તમ દેવ દેહે,
બીજાં બધાં પ્રાણી વિશેષ જેહે;
બ્રહ્મા વળી જે કમળાસની તે,
સર્પો બધા દિવ્ય ઋષી વળી જે ॥ ૧૫ ॥

अर्जुन उवाच ।

पश्यामि देवांस्तव देव देहे
सर्वास्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

અનેક બાહૂ મુખ નેત્ર પેટ,
દેખું તમોને બહુ રૂપ નેટ;
ચોમેર વિશ્વેશ્વર વિશ્વરૂપ;
દેખું ન આદી મધ અંતરૂપ ॥ ૧૬ ॥

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूप ॥ १६ ॥

ગદા વળી ચક્ર, મુકુટવાન,
ચોમેર તેજી બહુ કાંતિમાન;
દેખું [1]અનિરીક્ષ્ય વળી [2]અમેય,
[3]પ્રદીપ્ત અગ્નિ રવિપેઠ [4]એય ॥ ૧૭ ॥

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

તમેજ છો બ્રહ્મ પર [5]સુજાણ્ય,
આધાર છો વિશ્વતણાજ માન્ય;
અનાશી ને શાશ્વત [6]ધર્મત્રાણ,
પુરુષ છો મૂજમતેં પુરાણ ॥ ૧૮ ॥

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

૧ જોવા અશક્ય. ૨ પ્રમાણથી સિદ્ધ થવા અશક્ય. ૩ પેટેલ. ૪ આપનું સ્વરૂપ. ૫ જાણવાલાયક. ૬ ધર્મરક્ષક.

નેત્રો શશી સૂર્ય અનંત હાથ,
અનાદિ મધ્યાંત બળીજ નાથ;
દેખું [1]જ્વલિતાગ્નિ મુખોજવાળા,
સ્વતેજથી વિશ્વ તપાવનારા ॥ ૧૯ ॥

अनादिमध्यान्तमनन्तवीर्य-
मनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥ १९ ॥

આકાશ આ સર્વ દિશૂ વળી જે,
વ્યાપેલ દેખું તમ એકથી તે;
અદ્ભૂત ને આ તમ ઉગ્રરૂપ,
દેખી ત્રણે લોક બીહે [2]અનૂપ ॥ ૨૦ ॥

द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥

---

૧ બળતો અગ્નિ. ૨ ઉપમારહિત.

આ દેવસંઘો[1] તમ શર્ણે થાય,
જોડી [2]કરો કો બીહિનેજ ગાય;
સિદ્ધો મહર્ષિ વદી શૂભ વાણી,
સ્તવે તમોને અતિષે વખાણી ॥ ૨૧ ॥

अमी हि त्वां सुरसंघा विशन्ति
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥ २१ ॥

આદિત્ય, રુદ્રો વસુ સાધ્ય આ જે,
[4]વિશ્વેશ્વિનૌ વાયુ પિતૃ તથા જે;
ગંધર્વ, યક્ષો, સિધ, દૈત્ય, જે છે,
આશ્ચર્ય થૈ સૌ તમને જુવેછે ॥ ૨૨ ॥

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसिद्धसंघा
वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

---

૧ દેવસમૂહ. ૨ હાથ. ૩ સ્તુતિ કરેછે. ૪ વિશ્વેદેવ અને અશ્વિનીકુમાર.

અનેક નેત્રો મુખ પેટ હાથ,
અનેક પાદો [1]ઉરુ, દાંત સાથ;
આ રૂપ મોટું ભયકારી જોઇ,
બીહેછ સૌ તેમ બીહું છ મોહી ॥ ૨૩ ॥

रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥

મહાદીપ્ત નેત્રી, નભને અડેલા,
અનેકવર્ણી મુખ ઉઘડેલા;
તેજસ્વી દેખી દુખી અંતરાત્મા,
પામું ન શાંતિ ધૃતિને મહાત્મા ॥ ૨૪ ॥

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो ॥ २४ ॥

---

૧ સાથળ.

કાળાગ્નિ જેવાં, ભયકારી દાંતે,
 દેવેશ જોઇ તમ મુખ ખાંતે;
દિશા ન જાણું, નહિં સુખ આશ,
 પ્રસન્ન થાઓ જગના નિવાસ ॥૨૫॥

दंष्ट्राकरालानि च ते मुखानि
 दृष्ट्वैव कालानलसन्निभानि ।
दिशो न जाने न लभे च शर्म
 प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

આ સર્વ પુત્રો ધૃતરાષ્ટના તે,
 પૃથ્વી તણા આ નૃપસંઘ સાથે;
આ ભીષ્મ ને કર્ણ ગુરુજ યોદ્ધા,
 સાથે અમારા પણ મુખ્ય જોદ્ધા ॥ ૨૬ ॥

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
 सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
 सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥

દાંતે કરીને, [1]ભયકારી જે છે,
મુખોજ તેમાં જલદી પડે છે;
કો શ્રેષ્ઠ અંગે થઇનેજ ચૂર્ણ,
દાંતો વિષે લાગી દિસે અપૂર્ણ ॥ ૨૭ ॥

वक्त्राणि ते त्वरमाणा विशन्ति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु
संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥ २७ ॥

નદી જળોના બહુ વેગ જેમ,
સમુદ્ર પ્રત્યે મળી જાય, તેમ;
મુખો તમારાં મળતાંજ જે છે,
તેમાંય આ વીર નરો પડે છે ॥ ૨૮ ॥

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥ २८ ॥

---

૧ ભય કરનાર—ભયંકર.

જેવીજ રીતેં બળતાગ્નિમાંય,
વેગે પતંગો બળવાજ ધાય;
તેવીજ રીતે તમ [1]મુખમાંય,
વેગે જનો આ મરવાજ ધાય ॥ ૨૯ ॥

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा
विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

તેજી મુખેં લોક બધાજ આપ,
ખાતાંજ ચાખો અતિષે અમાપ;
તેજે કરી લોક [2]સમગ્ર પૂરી,
સંતાપ આપે તમ કાંતિ ક્રુરી ॥ ૩૦ ॥

लेलिह्यसे ग्रसमानः समन्ता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥ ३० ॥

---

૧ મપાય નહીં એવા. ૨ બધા.

પ્રસન્ન થાઓ, નમુ દેવભૂપ;
છો કોણ કહો આપજ [1]ઉગ્ર રૂપ;
છે જાણવાની તમનેજ વૃત્તિ,
જાણું નહીં આપતણી પ્રવૃત્તિ ॥ ૩૧ ॥

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

શ્રીભગવાન બોલ્યા.

છું ઉગ્ર, લોક ક્ષયકારીકાળ,
અહીં થયો તે હણવાજ હાલ;
વિનાજ તું સૌ મરશેજ આહીં,
જે છે ઉભેલા પ્રતિ સૈન્યમાંહી ॥ ૩૨ ॥

श्री भगवानुवाच ।
कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

---

૧ તિવ્ર, ક્રૂર.

માટે ઉઠી તું યશનેજ પામ,
 શત્રુ જીતી ભોગવ રાજ્ય સામ;
હણ્યાજ છે પૂર્વથી મેંજ આને,
 અર્જુન તું માત્ર નિમિત્ત થાંને ॥ ૩૩ ॥

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
 जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमव
 निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

આ દ્રોણ ને જેદ્રથ ભીષ્મ ધીરો,
 કર્ણાદિ બીજા વળી યુદ્ધવીરો;
હણ્યાછ તેને દુખ મૂકી જીત,
 જીતીશ શત્રુ રણમાં અજીત ॥ ૩૪ ॥

द्रोणं च भीष्मं च जयद्रथं च
 कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
 युद्ध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥ ३४ ॥

સંજય બોલ્યો.

એવી સુણી કેશવનીજ વાણી,
[1]કિરીટી કંપી વળીજોડી[2] પાણી;
બોલ્યોજ મંદ સ્વરથી, નમીને,
શ્રીકૃષ્ણપ્રત્યે અતિ બીહબીને ॥ ૩૫ ॥

संजय उवाच ।

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

અર્જુન બોલ્યો.

હે યુક્ત, હેવા તમ કીર્તને જે,
રાજીજ પ્રેમી જગ આ બને તે;
બીધેલ જે રાક્ષસ ભાગી જાય,
સિદ્ધો બધા જે નમતાજ થાય ॥ ૩૬ ॥

अर्जुन उवाच ।

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति
सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥ ३६ ॥

---

૧ અર્જુન. ૨ હાથ.

બ્રહ્માતણા છે ગુરુ આદિ કર્તા,
નમે નકી તે તમનેજ ભર્તા;
છો [1]સત્અસત્થી પરબ્રહ્મ ખાસ,
અનંત, દેવેશ, [2]જગન્નિવાસ ॥ ૩૭ ॥

कस्माच्च ते न नमेरन्महात्मन्
गंरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

છો દેવ આદિ પુરુષઃ પુરાણ,
આ વિશ્વના આપ પરં [3]નિધાન;
છો [4]જ્ઞેય, [5]જ્ઞાતા [6]પરધામ આપ,
વ્યાપી રહ્યા વિશ્વ તમે અમાપ ॥ ૩૮ ॥

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥

---

૧ વ્યક્ત અવ્યક્તથી, દૃશ્ય અદૃશ્યથી. ૨ જગતને રહેવાનું સ્થાન. ૩ લયસ્થાન. ૪ જાણવાલાયક. ૫ જાણનાર, સાક્ષી. ૬ પરંસ્વરૂપ.

વરુણ, [1]વા, અગ્નિ શશી, યમ છો,
પ્રજાપતિ ને પ્રપિતામહ છો;
પ્રણામ છે મજ હજાર વાર,
ફરી ફરી છે નમનો હજાર ॥ ૩૯ ॥

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

પ્રણામ છે સન્મુખ ને પીઠેથી,
ચોફેરથી છે નમનો સુખેથી;
પરાક્રમી ને બળી છો અનંત,
વ્યાપી રહ્યા સૌ, સઉ છો મહંત ॥ ૪૦ ॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

---

૧ વાયુ.

માની સખા આ મહિમા ન જાણી,
કહીછ મેં આ હઠથીજ વાણી;
હે કૃષ્ણ, હે યાદવ, હે સખા જે,
[1]પ્રમાદથી તે, [2]પ્રણયેજ વાતે ॥ ૪૧ ॥

सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

ફર્તા, સુતાં ભોજન આસને જે,
મારું લગાડયું હસવાજને તે;
એકાંતમાં તેમ [3]સમક્ષ સૌ જે,
ક્ષમા કરો આપ અમાપ સૌ તે ॥ ૪૨ ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

---

૧ ગાફલતાથી. ૨ સ્નેહથી. ૩ પાસે.

તમેજ છો આ જગનાજ બાપ,
ગુરુતણા છો ગુરુ, પૂજ્ય આપ;
ત્રિલોકમાં છે નહિં કો સમાન,
અધિક તો ક્યાંથી [1]નિરુપમાન ॥ ૪૩ ॥

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्याधिकःकुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव: ॥ ४३ ॥

માટે હરિ, [2]કાય નમાવી હુંજ,
પ્રસન્ન હેવા તમને કરૂંજ;
ક્ષમા કરો જેમ પતિ: પ્રિયાને,
પિતા સુતોનેજ સખા સખાને ॥ ૪૪ ॥

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रमादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

---

૧ ઉપમારહિત. ૨ શરીર.

રાજી થયો પૂર્વ [1]અદૃષ્ટ જોઈ,
ભયે ચળેલું મન મૂજ મોહી;
માટે બતાવો હરિ તે સ્વરૂપ,
પ્રસન્ન થાઓ [2]જગવાસરૂપ ॥ ૪૫ ॥

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

ગદા તથા ચક્ર મુકુટધારી,
જોવા તમોને ઈચ્છું હું મુરારિ;
માટે બનો ભુજ ચતુસ્વરૂપ,
સહસ્રબાહો [3]જગમૂર્તિરૂપ ॥ ૪૬ ॥

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

---

૧ નહિ જોયલું. ૨ જગતને રહેવાનું સ્થાન. ૩ જગતરૂપ મૂર્તિવાળા.

શ્રીભગવાન બોલ્યા.

પ્રસન્ન થૈ મેં પરરૂપ આ જે,
  યોગે બતાવ્યું તુજને, મહા તે;
તેજી, અતિ, [1]વિશ્વતનુ, અનાદિ,
  જોયેલ નહીં કો તુજવિણ આદિ ॥ ૪૭ ॥

श्रीभगवानुवाच ॥

मया प्रसन्नेन तवार्जुनेदं
  रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं
  यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

ન વેદ યજ્ઞે નહિં દાનથીજ,
  ક્રિયા તથા ઉગ્ર તપે નહીંજ;
હું શક્ય જોવા નરલોકમાંયે,
  તારાવિના અર્જુન કો બીજાયે ॥ ૪૮ ॥

न वेदयज्ञाध्ययनैर्न दानै-
  र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके
  द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

---

૧ વિશ્વરૂપ શરીરવાળા.

આ રૂપ મારૂં ભયકારી જોઇ,
થા મા [1]વ્યથાવાન [2]વિમૂઢ મોહી;
પ્રસન્ન થૈ તું ભય મૂકીનેજ,
ફરીથી જો આ મુજરૂપ તેજ ॥ ૪૯ ॥

मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ् ममेदम् ।
व्यपेतभीःप्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

સંજય બોલ્યો.

હેવે કહી અર્જુનનેજ એમ,
ફરી બતાવ્યું નિજ રૂપ તેમ;
ધીરો કીધો તે બીહીનારનેજ,
બની ફરી શાંત [3]વપુરૂપેજ ॥ ૫૦ ॥

संजय उवाच ।

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

---

૧ પીડિત. ૨ મૂઢ. ૩ શરીર.

અર્જુન બોલ્યો.

જોઇ શાંત આત્મતણું, મનુષરૂપ નિરધાર;
થયો સચેતજ હું હવે, સ્વસ્થ ચિત્ત પણ સાર ॥ ૫૧ ॥

अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

શ્રીભગવાન બોલ્યા.

જોયું તેં આ રૂપ મુજ, દુર્લભ જોવા જોઇ;
દેવો પણ એ રૂપનું, નિત દર્શન ઇચ્છેઇ ॥ ૫૨ ॥

श्रीभगवानुवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥

વેદ તપે ને દાનથી, પૂજાથી પણ તેમ;
નહિ દેખાવા શકય હું, તેં જોયું છે જેમ ॥ ૫૩ ॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

પણ દેખાવા, તત્વથી, થવા પ્રવેશજ તેમ;
શક્ય જણાવા હુંજ છું, ભક્તિ અનન્યે એમ ॥ ૫૪ ॥

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥ ५४ ॥

[1]મત્કર્મી [2]મત્પરમ, મુજ ભક્ત સંગવિણ જેહ,
રહિત [3]વૈર સૌ પ્રાણિમાં, પામે મુજને તેહ ॥ ૫૫ ॥

मत्कर्मकृन्मत्परमो मद्भक्तःसङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥ ५५ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगोनामैकादशोऽध्यायः ॥ ११ ॥

१ મારા આત્મસ્વરૂપની પ્રાપ્ત્યર્થે કર્મ કરનાર. ૨ મારૂં આત્મસ્વરૂપ છે પરમ ગતિ જેને. ૩ વૈર, દ્વેષ.

# ॥ अथ द्वादशोऽध्यायः ॥

અર્જુન બોલ્યો.

એમ ભક્ત નિત યુક્ત જે, તમને છે ભજનાર;
વળી જે અક્ષર બ્રહ્મને, શ્રેષ્ઠ યોગી કો સાર ॥ ૧ ॥

अर्जुन उवाच ।

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા.

ભજે [1]મને નિત યુક્ત જે, મન રાખી મુજમાંય;
પરમ શ્રધાથી યુક્ત તે, યોગી શ્રેષ્ઠ મનાય ॥ ૨ ॥

श्रीभगवानुवाच ।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

પણ [2]અચિંત્ય [3]કૂટસ્થ [4]ધ્રુવ, સ્થિર [5]અક્ષર [6]અવ્યક્ત;
[7]અવાચ્ય વ્યાપક બ્રહ્મને, ભજનારા જે ભક્ત ॥ ૩ ॥

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥

૧ મારા વિશ્વસ્વરૂપને. ૨ ચિંતન કરવા અશક્ય. ૩ માથાનો અધિષ્ઠાતા. ૪ નિત્ય. ૫ નાશરહિત. ૬ રૂપાદિરહિત. ૭ કહેવાને અશક્ય.

કરી વશ ઇંદ્રિય [1]વૃંદને, સૌમાં સમ [2]ધીમાન;
[3]હિતેચ્છૂ સૌનાજ તે, પામે મુજને જાણ ॥ ૪ ॥

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
तेप्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

તે અવ્યક્તેં સક્તને, શ્રમ [4]અધિકતર થાય;
[5]દેહમાની એ દુઃખથી, ગતિ અવ્યક્ત પમાય ॥ ૫ ॥

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

સર્વ કર્મ અર્પી મને, મત્પર જે રહેનાર;
ધર્તા ધ્યાન ભજે મને, અનન્ય યોગેં સાર ॥ ૬ ॥

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥

મુજમાં તત્પર તેમનો, [6]ઉદ્ધર્તા હું સાર;
મૃત્યુ યુક્ત સંસારથી, તરત બનું નિરધાર ॥ ૭ ॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

---

૧ સમૂહ. ૨ બુદ્ધિવાળા. ૩ હિત ઈચ્છનાર. ૪ વધારે. ૫ દેહાભિમાની.
૬ ઉદ્ધાર કરનાર.

માટે [1]મુજમાં રાખ મન, કર બુદ્ધિ મુજમાંય,
રહેશે મુજમાં આ પછી, નહિં સંશય તેમાંય ॥ ૮ ॥

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥

સ્થિર મન મુજમાં રાખવા, જો તું નહીં સમર્થ;
અભ્યાસ યોગે તો પછી, કરને યત્ન મુજર્થ ॥ ૯ ॥

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥ ९ ॥

કર તું કર્મ મુજર્થ જો, અભ્યાસે અસમર્થ;
પામીશ સિદ્ધિ એમ પણ, કર્તા કર્મ મુજર્થ ॥ ૧૦ ॥

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

એ કરવા અસમર્થ તો, કરી આશ્રય [2]મદ્યોગ;
સાવધાન થૈ મૂકી દે, સર્વ કર્મ ફળ જોગ ॥ ૧૧ ॥

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

---

૧ મારા વિશ્વરૂપમાં. ૨ મારું વિશ્વરૂપજ છે શરણ જેમાં એવો યોગ.

[1]શ્રેય જ્ઞાન અભ્યાસથી તેથી, ધ્યાનજ શ્રેય;
ત્યાગ કર્મફળ તેથી પછી, શાંતિ તેથી [2]કૌંતેય ॥૧૨॥

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२॥

[3]અદ્વેષી સૌ ભૂતનો, મિત્ર કૃપાળુ સાર;
ક્ષમાવાન શુખ દુઃખ સમ, [4]નિર્મમ [5]નિરહંકાર ॥૧૩॥

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

સંતોષી નિત યોગી વળી, વશમન નિશ્ચયવાન;
[6]મય્યર્પિત–મનબુદ્ધિ, તે, પ્રિય ભક્ત મુજ જાણ ॥૧૪॥

सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥

જેથી લોક તપે નહીં, લોકોથી પણ જેહ;
ક્રોધ હર્ષ ભય તાપથી, મુક્ત પ્રિય મુજ તેહ ॥૧૫॥

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥

---

૧ શ્રેષ્ઠ. ૨ અર્જુન. ૩ દ્વેષવગરનો. ૪ મમતારહિત. ૫ અહંકાર-વગરનો. ૬ મારા વિશ્વરૂપમાં અર્પણ કરી છે મન-બુદ્ધિ જેણે.

[1]ઉદાસીન, [2]શુચિ, [3]દક્ષ વળી, [4]ગતવ્યથ [5]નિસ્પૃહ જેહ;
ત્યાગી સર્વ આરંભનો, પ્રિય ભક્ત મુજ તેહ ॥ ૧૬ ॥

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

હર્ષે દ્વેષે નહિ, નહીં, શોચ ઇચ્છે જેહ;
શુભાશુભ મૂકીજ દે, ભક્તિમાન પ્રિય તેહ ॥ ૧૭ ॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥

રહિત સંગ સમ જે વળી, [6]માનઅપમાને સાર;
શત્રુ મિત્ર, [7]શીતોષ્ણમાં, સુખદુઃખે નિરધાર ॥ ૧૮ ॥

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समःसङ्गविवर्जितः ॥ १८ ॥

સમ નિંદા સ્તુતિ, મૌની વળી, સંતોષી સેજેહ;
રહિત વાસગૃહ સ્થિરમતિ, ભક્તિમાન પ્રિય તેહ ॥ ૧૯ ॥

तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतःस्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

---

૧ પક્ષપાતરહિત. ૨ પવિત્ર. ૩ ડાહ્યો, કુશળ. ૪ મનની પીડારહિત. ૫ ઇચ્છાવગરનો. ૬ માન તથા અપમાન. ૭ શીત તથા ઉષ્ણમાં.

આ અમૃતરૂપ ધર્મને, કહ્યું તેમ મુજ જોહ;
ભક્તો પાળે પ્રીતિથી, મુજ અતિ પ્રિય છે તેહ ॥ ૨૦ ॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-संवादे भक्तियोगोनाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

# ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

श्रीभगवान બોલ્યા.

ક્ષેત્ર દેહ કહેવાય આ, એને જાણે જેય;
તેને જ્ઞાની તો વદે, [1]ક્ષેત્રજ્ઞઃ કૌંતેય ॥ ૧ ॥

श्रीभगवानुवाच ।

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ ઇમ જાણ;
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન ॥ ૨ ॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

તેજ ક્ષેત્ર, જેવુંજ, જે, વિકારી ને થાનાર;
શક્તિયુક્ત ક્ષેત્રજ્ઞ તે, શુણ સંક્ષેપે સાર ॥ ૩ ॥

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

---

१ ક્ષેત્રને જાણનાર.

ગાયું એ ઋષિયેંજ બહુ, [1]છંદે વિવિધ પ્રકાર;
[2]બ્રહ્મસૂત્ર નિશ્ચિત પદે, યુક્તિયેં નિરધાર ॥ ૪ ॥

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

[3]મહાભૂત અહંકાર વળી, બુદ્ધિ માયા સાર,
[4]દશ-ઇંદ્રિયો એક મન, [5]વિષય-પંચ વળી ધાર ॥ ૫ ॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥ ५ ॥

સુખ દુઃખ, ઇચ્છા, દ્વેષ, ને, [6]ધૃતિ, [7]મનવૃત્તિ શરીર;
સૌ મળી વિકારી ક્ષેત્ર એ, કહ્યું સંક્ષેપે વીર ॥ ૬ ॥

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

[8]ક્ષાંતિ, અદંભ [9]અમાનીતા, [10]શૌચ, [11]સરળતા, સાર;
[12]સ્થૈર્ય, અહિંસા, [13]દેહવશ, [14]ગુરુસેવા નિરધાર ॥ ૭ ॥

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

---

૧ વેદમાં. ૨ વેદાંતસૂત્ર. ૩ પાંચ મહાભૂત. ૪ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય. ૫ શબ્દાદિ પાંચ વિષય. ૬ ધૈર્ય. ૭ મનની વૃત્તિ. ૮ ક્ષમા. ૯ પોતાનાં વખાણ ન કરવાં તે. ૧૦ પવિત્રતા. ૧૧ સરળપણું. ૧૨ સ્થિરતા. ૧૩ શરીર વશ્ય કરવું. ૧૪ બ્રહ્મવિદ્યા ઉપદેશકની સેવા.

વિષયોમાં વૈરાગ્ય વળી, અનહંકારી થવાય;
જન્મ, મૃત્યુ, વ્યાધિ, જરા, દુખ જોવું તેમાંય ॥ ૮ ॥

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

[1]અસક્તિ, [2]અસંગપણું વળી, પુત્ર [3]દાર ગૃહમાંય;
[4]ઇષ્ટ અનિષ્ટની પ્રાપ્તિમાં, સમચિત નિત રહેવાય ॥ ૯ ॥

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

અનન્ય યોગેં મુજવિષે, દૃઢ ભક્તિ વળી સોય;
જન [5]સમાજમાં પ્રીતિ નહિ, નિર્જન વાસજ હોય ॥ ૧૦ ॥

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

[6]દર્શન મોક્ષતણું વળી, નિત [7]અધ્યાત્મ જ્ઞાન;
એ સૌ જ્ઞાન કહ્યુંજ છે, ઉલટું તે અજ્ઞાન ॥ ૧૧ ॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

---

૧ આસક્તિ રહિતપણું. ૨ મનથી સંગરહિતપણું. ૩ સ્ત્રી. ૪ ઈચ્છેલું. ૫ સમૂહ. ૬ મોક્ષના સાધનમાં પ્રવૃત્તિ. ૭ આત્મજ્ઞાન.

કહું હવે તે [1]જ્ઞેય જે, જાણી મોક્ષ પમાય;
પરમ અનાદિ બ્રહ્મ તે, [2]સત્અસત્ નહિ કહેવાય ॥ ૧૨ ॥

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

હસ્ત પાદ શિર આંખ ને, કાનવાન ચોફેર;
વીંટી રહ્યું સૌનેજ તે, મુખવાન સૌમેર ॥ ૧૩ ॥

सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

પ્રકાશે છ સૌ વિષયને, સર્વેંદ્રિય વર્જીત;
ગુણ ભોક્તા વળી સર્વ [3]ભૃત, નિર્ગુણ સંગ રહિત ॥ ૧૪ ॥

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

[4]બહિ [5]અંતર છે ભૂતમાં, સર્વ [6]ચરાચર તેહ;
સૂક્ષ્મપણાથી જણાય નહિ, પાસે દૂરજ એહ ॥ ૧૫ ॥

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १५ ॥

---

૧ જાણવાલાયક. ૨ દશ્ય તથા અદશ્ય. ૩ આધાર. ૪ બહાર.
૫ અંદર. ૬ ચર જંગમ અને અચર સ્થાવર.

અભિન્ન છે [1]ભૂતો વિષે, [2]ભિન્ન પેઠ રહેનાર;
પોષક તે ભૂતો તણો, ઉત્પત્તિ લય કરનાર ॥ ૧૬ ॥

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

[3]જ્યોતિમાં તે જ્યોતિ છે, [4]તમથી પર કહેવાય;
[5]જ્ઞાનગમ્ય, જ્ઞેય, જ્ઞાન એ, રહેલ છે સૌમાંય ॥ ૧૭ ॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसःपरमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

કર્યાં એમ સંક્ષેપથી, ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય;
થાય યોગ્ય મુજ ભાવને, જાણી ભક્તો એય ॥ ૧૮ ॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

[6]પ્રકૃતિ [7]પુરૂષ, એ બેયને, પાર્થ અનાદી જાણ;
થાય વિકાર ગુણાદિ સૌ પ્રકૃતિથી, તું માન ॥ ૧૯ ॥

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसम्भवान् ॥ १९ ॥

---

૧ પ્રાણીમાત્ર. ૨ જુદો. ૩ પ્રકાશકવસ્તુ. ૪ અજ્ઞાન, અંધારૂં. ૫ જ્ઞાનેકરી જાણવા શક્ય. ૬ ક્ષેત્ર, જડ પદાર્થ. ૭ ક્ષેત્રજ્ઞ ચૈતન્યરૂપ.

ક્રિયા કાર્ય કારણતણી, પ્રકૃતિથી કહેવાય;
સુખ દુઃખ ભોગવવાં વિષે, કારણ પુરૂષ [1]વદાય ॥ ૨૦ ॥

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

પુરુષ ભોગવે પ્રકૃતિ ગુણ, પ્રકૃતિમાં રહી [2]અંગ;
એના [3]સદઅસદ્ જન્મમાં, કારણગુણનો સંગ ॥ ૨૧ ॥

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પુરુષ કહ્યો આ દેહમાં, પર પરમાત્મા જાણ;
[4]દૃષ્ટા, [5]અનુમંતા વળી, [6]ભર્તા [7]ભોક્તા મહાન ॥ ૨૨ ॥

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥

જાણે એમ પુરુષને, પ્રકૃતિને ગુણયુક્ત;
વર્તતાંજ સૌ રીત, તે જન્મે નહિ ફરી, જુક્ત ॥ ૨૩ ॥

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

---

૧ કહેવાય. ૨ અર્જુનનું સંબોધન છે. ૩ સદ્ દેવ મનુષ્યાદિ તથા અસદ્ પશુપક્ષ્યાદિ. ૪ જોનાર. ૫ અપ્રવૃત્ત છતાં પ્રવૃત્તની પેઠે દેખાડનાર. ૬ ધારણ કરનાર. ૭ પાલન કરનાર.

કોઇક મનથી આત્મને, નિજમાં ધ્યાને જોય;
સાંખ્ય યોગથી અન્ય વળી કર્મયોગથી કોય ॥ ૨૪ ॥

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

ઉપાસે શુણીને અન્યથી, એથી અજાણ્યા જેહ;
તરી જાય સંસારને, શ્રવણ [1]પરાયણ તેહ ॥ ૨૫ ॥

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

સ્થાવર જંગમ વસ્તુ જે, બનેછ ભારત વીર;
[2]ક્ષેત્ર [3]ક્ષત્રિના યોગથી, થાય, જાણ સે, ધીર ॥ ૨૬ ॥

यावत्सञ्जायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

સા નાશી ભૂતો વિષે, અવિનાશી, સમ, જેહ;
પરમ ઇશ, તેનેજ જે, જાણે જાણે તેહ ॥ ૨૭ ॥

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २७ ॥

---

૧ તત્પર. ૨ જડ પદાર્થ, પ્રકૃતિ. ૩ ક્ષેત્રને જાણનાર આત્મા.

ઇશ સ્થિત સમ સર્વમાં, જોતાં તેને [1]સમ;
ન હણે પોતે આત્મને, પામે તે પરબ્રહ્મ ॥ ૨૮ ॥

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥२८॥

[2]ક્રીયમાણ કર્મોજ સૌ, થાય પ્રકૃતિથી એમ;
જાણે જે, તે આત્મને, જુએ અકર્ત્તા તેમ ॥ ૨૯ ॥

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

[3]પૃથગ્ભાવ ભૂતો તણો, [4]યદા એકમાં જોય;
વિસ્તારજ પણ તે થકી, [5]તદા બ્રહ્મ તે હોય ॥ ૩૦ ॥

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

અનાદિ નિર્ગુણ, તેથી આ, પરમાત્માઅવિકારિ;
ન કરે નહિ લેપાય એ, રહી [6]વપુમાં [7]ધનુધારી ॥ ૩૧ ॥

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥

---

૧ સમાન. ૨ કરાતાં. ૩ જુદાપણું. ૪ જ્યારે. ૫ ત્યારે. ૬ શરીર. ૭ ધનુષ ધરનાર, અર્જુનનું સંબોધન છે.

[1]સૂક્ષ્મપણાથી [2]સર્વગત, [3]નભ લેપાય ન જેમ;
રહી સૌ વપુમાં આત્મ પણ, નહિં લેપાયજ તેમ ॥ ૩૨ ॥

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

જેમ [4]સકળ આલોકને, [5]પ્રકાશેછ રવિ એક,
તેમ ક્ષેત્રિ સૌ ક્ષેત્રને, પ્રકાશ આપે છેક ॥ ૩૩ ॥

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

ક્ષેત્ર ક્ષેત્રિનો ભેદ એ, [6]પ્રકૃતિ મોક્ષ વળી જેહ;
જ્ઞાન [7]ચક્ષથી જોય જે, પર પદ પામે તેહ ॥ ૩૪ ॥

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगोनाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

૧ બારીકપણાથી. ૨ સર્વમાં રહેલ. ૩ આકાશ. ૪ બધા. ૫ પ્રકાશ કરેછે. ૬ કહેલી પ્રકૃતીથી મોક્ષ. ૭ નેત્ર.

## ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

**શ્રીભગવાન બોલ્યા.**

કહું ફરી પર જ્ઞાન એ, જ્ઞાનોમાં ઉત્તમ;
જે જાણી [1]અહિંથી બધા, મુનિ પામ્યા પરબ્રહ્મ ॥ ૧ ॥

**श्रीभगवानुवाच ।**

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

કરી આશ્રય આ જ્ઞાનનો, બની મુજરૂપે સાર;
સૃષ્ટિ સમય નહિં થાય તે, પ્રલયે નહિં [2]વ્યથનાર ॥ ૨ ॥

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥**

[3]મહત [4]બ્રહ્મ મુજ યોનિમાં, રાખું ગર્ભ હું સાર;
ઉત્પત્તિ સૌ ભૂતો તણી, થાય તેથી નિરધાર ॥ ૩ ॥

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**सम्भवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

---

૧ આ શરીર છોડીને. ૨ પીડા પામનાર. ૩ મોટી. ૪ પ્રકૃતિ, માયા.

સર્વ યોનિમાં કુંતિસુત, બનેછ જે આકાર;
પ્રકૃતિ યોનિ મહા તેની હું પિતા [1]બીજ-પ્રદ, ધાર ॥ ૪ ॥

सर्वयोनिषु कौन्तेय मूर्तयः सम्भवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

સત્વ રજો, તમ, ગુણ એ, પ્રકૃતીથી થાનાર;
વપુમાં અવ્યય [2]દેહિને, છે [3]યોજી દેનાર ॥ ૫ ॥

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

નિર્મળતાથી સત્વ તો, શાંત, પ્રકાશક સાર;
[4]અનઘ, જ્ઞાન સુખ સંગમાં જોડે છે નિરધાર ॥ ૬ ॥

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ ६ ॥

કારણ, તૃષ્ણા સંગનું, [5]રાગવાન [6]રજ જાણ;
કર્મસંતમાં દેહિને, જોડે છે ઇમ માન ॥ ૭ ॥

रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥

---

૧ બીજ વાવનાર. ૨ આત્મા. ૩ જોડી દેનાર. ૪ નિષ્પાપ, અર્જુનનું સંબોધન છે. ૫ પ્રિતિમાન. ૬ રજોગુણ.

[1]મોહજનક સૌ દેહિને, [2]તમ [3]અજ્ઞાને જાણ;
આળસ ઉંઘ [4]પ્રમાદમાં, જોડેછે તે માન ॥ ૮ ॥

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

સુખમાં જોડે [5]સત્વ વળી, રજ કર્મોમાં માન;
[6]પ્રમાદાદિમાં તમ [7]તથા, જોડે ઢાંકી જ્ઞાન ॥ ૯ ॥

सत्त्वं सुखे सञ्जयति रजः कर्माणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे सञ्जयत्युत ॥ ९ ॥

પાર્થ થાયછે સત્વગુણ, રજ તમ ગુણ હટાડી;
તેમ [8]સત્વ તમનેજ [9]રજ, [10]તમ રજ સત્વજ પાડી ॥ ૧૦ ॥

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

આ વપુના સૌ દ્વારમાં, પ્રકાશરૂપજ જ્ઞાન;
થાય તદા ઇમ જાણવું, વધેલ સત્વ સુજાણ ॥ ૧૧ ॥

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

---

૧ મોહ કરનાર. ૨ તમોગુણ. ૩ અજ્ઞાનથી થયેલ. ૪ ગાફલતા. ૫ સત્વગુણ. ૬ પ્રમાદ, આળસ ને ઉંઘ. ૭ તે પ્રમાણે. ૮ સત્વ તથા તમોગુણને હટાડી ઉપરથી લેવું. ૯ રજોગુણ થાયછે. ઉપરથી લેવું. ૧૦ તમોગુણ થાયછે. ઉપરથી લેવું.

પ્રવૃત્તિ લોભ ઇચ્છા વળી, [૧]નહિશમ, [૨]કર્મારંભ;
રજ વધતાં એ થાય છે, ભરતવંશના સ્તંભ ॥ ૧૨ ॥

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

[૩]અપ્રવૃત્તિ અવિવેક વળી, પ્રમાદ મોહ પણ સાર;
તમ વધતાં એ થાય છે, નિશ્ચય પાંડુ કુમાર ॥ ૧૩ ॥

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

સત્વ વધેલું હોય ને, મરે જીવ જો સાર;
[૪]ઉત્તમવિદ શુધ લોકને, તો પામે નિરધાર ॥ ૧૪ ॥

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

[૫]કર્મસંગિમાં જન્મ લે, મરેજ જો રજમાંય;
તમ વધતાંમાં જો મરે, [૬]મૂઢ યોનિમાં થાય ॥ ૧૫ ॥

रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

---

૧ સંકલ્પ વિકલ્પનું નહિ ટળવું. ૨ કર્મોનો આરંભ. ૩ પ્રવૃત્તિ નહિ. ૪ સગુણ બ્રહ્મને જાણનારા. ૫ કર્મમાં આસક્તિવાળા મનુષ્યોમાં. ૬ પશ્વાદિયોનીની.

કહેછે સાત્વિક કર્મનું, સુખ નિર્મલ ફળ, માને;
રાજસનું ફળ દુઃખ વળી, તામસનું અજ્ઞાન ॥ ૧૬ ॥

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

રજથી લોભજ થાયછે, થાય સત્વથી જ્ઞાન;
તમો ગુણથી થાયછે, પ્રમાદ, મોહ, અજ્ઞાન ॥ ૧૭ ॥

**सत्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

[1]ઉચ્ચગતિ પામે સાત્વિકો, [2]મધગતિ રાજસ લોક;
તામસ જન પામેજ છે, [3]નીચગતી જે ફોક ॥ ૧૮ ॥

**ऊर्ध्वं गच्छन्ति सत्वस्थां मध्ये तिष्ठन्ति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥**

કર્ત્તા ગુણથી અન્ય નહિ, જ્યારે [4]દૃષ્ટા જોય;
[5]જાણે ગુણથી [6]પર તદા, મુજ રૂપે તે હોય ॥ ૧૯ ॥

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

---

૧ ઉંચી ગતિ. ૨ વચલી ગતિ. ૩ હલકી ગતિ. ૪ જોનાર, આત્મા. ૫ પોતાને જાણે. ૬ શ્રેષ્ટ.

[1]દેહ બીજ ત્રણ ગુણ એ, ઉલ્લંઘી થઈ મુક્ત;
મૃત્યુ જરા દુખ જન્મથી, પામે જીવ [2]અમૃત ॥ ૨૦ ॥

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

અર્જુન બોલ્યો.

[3]ત્રિગુણાતીત તણાજતો, શું લક્ષણ આચાર;
ઉલ્લંઘે ત્રણ ગુણ એ, કે રીતેં પ્રભુ સાર ॥ ૨૧ ॥

अर्जुन उवाच ।

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

શ્રીભગવાન બોલ્યા.

[4]પ્રકાશ [5]પ્રવૃતિ ને [6]મોહનિ, પ્રવૃતિ નિવૃતિ નિરધાર;
થાતાં દ્વેષે નહિ, નહીં, ઇચ્છે, પાંડુ કુમાર ॥ ૨૨ ॥

श्रीभगवानुवाच ।

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि सम्प्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥

---

૧ દેહની ઉત્પત્તિનાં કારણ. ૨ મોક્ષ. ૩ ત્રણે ગુણ ઉલ્લંઘી જનાર. ૪ સત્વગુણનું કાર્ય જ્ઞાન. ૫ રજોગુણનું કાર્ય પ્રવૃત્તિ. ૬ તમોગુણનું કાર્ય મોહ.

ઉદાસીનની પેઠે રહી, ગુણથી ચલિત નહિ જેહ;
વર્ત્તે ગુણ, ઇમ જાણીને, મૌન અચલ થૈ રેહ ॥ ૨૨ ॥

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥

સમ સુખ દુઃખ, ને સ્વસ્થ, સમ, [1]કાંચન પથ્થર ધૂલ;
પ્રિય અપ્રિય સમ, ધીર વળી, નિંદા સ્તુતિ સમતૂલ ॥ ૨૩ ॥

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥

માનઅપમાને સમ વળી, [2]અરિ મિત્રે સમ જેહ;
ત્યાગી સર્વ આરંભનો, [3]ગુણાતીત છે તેહ ॥ ૨૫ ॥

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

ભજેછ મુજને જે વળી, દૃઢ ભક્તીયેં સાર;
ઉલ્લંઘી ગુણ થાય તે મોક્ષ યોગ્ય નિરધાર ॥ ૨૬ ॥

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

---

૧ સુવર્ણ. ૨ શત્રુ. ૩ ગુણને ઉલ્લંઘન કરનાર.

[1]પ્રતિષ્ઠા છું હું બ્રહ્મનિ, જે અવ્યય નિત રૂપ;
અખંડ સુખ અમૃત વળી, છે જે ધર્મ સ્વરૂપ ॥ ૨૭ ॥

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे गुणत्रयो विभागयोगोनाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

૧ બ્રહ્મની સ્થિતિ અર્થાત્ બ્રહ્મરૂપજ.

## ॥ अथ पञ्चदशोऽध्यायः ॥

**શ્રીભગવાન બોલ્યા.**

[1]મૂલ [2]ઉંચુ [3]શાખા [4]નીચિ, [5]નાશી [6]અનાશી કેહ;
[7]વેદપાન જાણેજ, એ, [8]વૃક્ષ [9]વેદવિદ તેહ ॥ ૧ ॥

**श्री भगवानुवाच ।**

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

[10]ઉંચે [11]નિચે [12]વિસ્તરી એની [13]ડાળો,
વધ્યા [14]ગુણેથી [15]વિષયપ્રવાલો;
નીચે ઉંચે [16]મૂલ [17]પ્રવિષ્ટ છે રે,
આ લોકમાં કર્મ વિશેજ પ્રેરે ॥ ૨ ॥

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसन्ततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥**

---

૧ થડ, બીજ. ૨ માયાવિશિષ્ટ બ્રહ્મ સર્વોત્તમ હોવાથી ઉંચું. ૩ અહંકાર તથા પંચમહાભૂતાદિરૂપ શાખા. ૪ પ્રકૃતિ થકી પછી હોવાથી નીચી. ૫ આવતી કાલે હશે કે નહિ, એનો નિશ્ચય નથી માટે અશ્વત્થ એટલે નાશી. ૬ ઘણા કાળથી ચાલતો આવે છે માટે અનાશી. ૭ વેદરૂપ પાન. ૮ સંસારરૂપ વૃક્ષ. ૯ વેદને જાણનાર. ૧૦ મનુષ્યથી બ્રહ્માપર્યંત. ૧૧ મનુષ્યથી સ્થાવરપર્યંત. ૧૨ વિસ્તાર પામી. ૧૩ પુણ્યપાપના ફળરૂપ દેહરૂપ ડાળો. ૧૪ સત્વ, રજ અને તમોગુણના વિકારથી. ૧૫ શબ્દાદિ વિષયરૂપ કુંપર. ૧૬ વિષયવાસના. કર્મવાસના, ૧૭ વ્યાપ્ત, પ્રવેશ થયેલ.

એનૂં અહીં રૂપ નહીં જણાય,
[1]આદ્યંત તેમ [2]સ્થિતિ નૈ [3]કળાય;
મલેં [4]તરૂ એ દૃઢ છેજ માટે,
[5]અસંગશસ્ત્રે અહિં છેદી ધાટે ॥ ૩ ॥

न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च सम्प्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

જાણીજ લેવું પછી તેજ [6]ધામ,
જેમાં ગયેલા ન ફરેજ આમ;
જેથી થઇ આ [7]પ્રવૃતિઃ [8]પુરાણી,
તે આદિને શર્ણ છું એમ જાણી ॥ ૪ ॥

ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

---

૧ આદિ અને અંત. ૨ વર્તમાન સ્થિતિ. ૩ જણાય. ૪ સંસારરૂપ વૃક્ષ. ૫ મનથી અસક્ત રેહેવારૂપ શસ્ત્ર. ૬ સ્વરૂપ. ૭ સંસારની પ્રવૃત્તિ. ૮ ઘણા કાળથી ચાલતી આવેલ.

[1]અમૂઢને દુઃખ સુખેંજ મુક્ત,
[2]અધ્યાત્મિને [3]કામ થકી [4]વિમુક્ત;
[5]નિર્માનમોહી, [6]જિત સંગ જેઓ,
પામે અનાશી પદનેજ તેઓ ॥ ૫ ॥

निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

સૂર્ય ચંદ્ર અગ્નિ નહીં, તેને કરે પ્રકાશ;
જ્યાં જૈ ફરી આવે નહિ, તેજ ધામ મુજ ખાસ ॥ ૬ ॥

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥

મુજ અંશ થૈ જીવ નિત, ઇન્દ્રિય મનને સાર;
પ્રકૃતિ થકી, આ લોકમાં, ખેંચેછે નિરધાર ॥ ૭ ॥

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥

---

૧ બ્રહ્મવિદ્યા, વિવેકી. ૨ જ્ઞાની. ૩ ઇચ્છાથી. ૪ મૂકાયલો. ૫ માનમોહરહિત. ૬ જીતેલ.

પામે જીવ શરીરને, મૂકે, જયારે તેમ;
લૈ ઇન્દ્રિયો જાય, [1]વા, ગંધ સ્થળથી જેમ ॥ ૮ ॥

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥

કાન આંખ ને ચામડી, જીભ નાક, મન જેહ;
કરી આશ્રય તે સર્વનો, વિષય ભોગવે [2]એહ ॥ ૯ ॥

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

જાય, રહે ને ભોગવે, વળી છે એ ગુણ જુક્ત;
દેખે એને મૂઢ નહિં, દેખે જ્ઞાની યુક્ત ॥ ૧૦ ॥

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

દેખે એને નિજ વિષે, યોગી ઉદ્યોગીજ;
મંદ મૂઢ દેખે નહીં, કરતાં પણ તજવીજ ॥ ૧૧ ॥

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥

---

૧ વાયુ. ૨ આત્મા.

પ્રકાશેછ સૌ જગતને, સૂર્યતેજ પણ જેહ;
[1]ચંદ્રાગ્નિમાં જે વળી, જાણ તેજ મુજ તેહ ॥ ૧૨ ॥

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

ધરૂં બળથી હું ભૂત સૌ, રહી પૃથ્વીમાં જાણ;
પોષું ઔષધિ સર્વ હું, ચંદ્ર બની રસવાન ॥ ૧૩ ॥

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

[2]ચાર અન્ન પકવૂંજ છું, પ્રાણ અપાન સહિત;
થૈને જઠરાગ્નિજ હું, પ્રાણી દેહ આશ્રિત ॥ ૧૪ ॥

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

છું હું બધાનાં હૃદયો વિષેજ, હુંથી સ્મૃતિ જ્ઞાન થઇ ટળેજ;
છું [3]વેદ્ય હું સૌ [4]નિગમેજ સાર, [5]વેદાંત કૃત્વેદજ જાણનાર ૧૫

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

---

૧ ચંદ્ર અને અગ્નિમાં. ૨ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય. ૩ જાણવા લાયક. ૪ વેદ. ૫ વેદાંતપ્રવર્તક.

આ બે પુરૂષજ લોકમાં, ક્ષર અક્ષર કહેવાય;
કહે [1]અક્ષર [2]કૂટસ્થને, [3]ક્ષર સૌ [4]ભૂત વદાય ॥ ૧૬ ॥

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

પુરૂષ અન્ય અવ્યય ઉત્તમ, પરમાત્મા પરમેશ;
પાળે જે ત્રણ લોકને, તેમાં કરી પ્રવેશ ॥ ૧૭ ॥

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

ઉલ્લંઘ્યો ક્ષરને વળી, અક્ષરથી ઉત્તમ;
લોક વેદમાં તેથી છું, પ્રસિદ્ધ [5]પુરુષોત્તમ ॥ ૧૮ ॥

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

પુરુષોત્તમ મુજનેજ ઇમ, અમૂઢ જાણે જેહ;
સર્વ ભાવથી મુજને, ભજે સર્વ [6]વિદ તેહ ॥ ૧૯ ॥

यो मामेवमसम्मूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

---

૧ અવિનાશી. ૨ મૂલ પ્રકૃતિ, માયા. ૩ નાશવંત. ૪ સ્થાવર જંગમ. ૫ મૂલ પ્રકૃતિ વા માયાથી પર પરમાત્મા. ૬ જાણનાર.

કહ્યું [1]અનઘ, મેં શાસ્ત્ર આ, ગુહ્ય અતિ નિરધાર;
થાય જાણી એ બુદ્ધિમંત, [2]કૃતકૃત્ય પણ સાર ॥ ૨૦ ॥

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद्बुध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे पुरुषोत्तमयोगो नाम पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

---

૧ નિષ્પાપ. ૨ કર્યું છે કરવાલાયક જેણે એવો.

# ॥ अथ षोडशोऽध्यायः ॥

**શ્રીભગવાન બોલ્યા.**

અભય ચિત્ત શુદ્ધિ, વળી, જ્ઞાનયોગમાં સ્થિતિ;
યજ્ઞ દાન દમ સરળતા, [1]બ્રહ્મયજ્ઞ તપરીતિ ॥ ૧ ॥

**श्री भगवानुवाच ।**

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

[2]ત્યાગ અહિંસા શાંતિ [3]સત, અરીસ અચાડી સેજ;
[4]અચપલતા [5]મૃદુતા લજા, અલોભ કૃપા ભૂતેંજ ॥ ૨ ॥

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

[6]અમાનિતા અદ્રોહ ધૃતિ, ક્ષમા તેજ [7]શુચયોગ
થાયછ તેને હોય જે, સંપદ દૈવી જોગ ॥ ૩ ॥

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

---

૧ વેદાભ્યાસ. ૨ ઉદારતા. ૩ સત્ય. ૪ વૃથા ચંચલાઈ નહિ. ૫ મનની કોમળતા. ૬ પોતાની બડાઈ ન કરવાપણું. ૭ પવિત્રતા.

[1]દંભ [2]દર્પ અભિમાન રીસ, કઠોરતા અજ્ઞાન;
થાયછ તેને હોય જે, અસુરી સંપતવાન ॥ ૪ ॥

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥ ४ ॥

[3]બંધનાર્થે અસુરી કહી, દૈવી તો મોક્ષાર્થ;
દૈવી અર્થે જન્મ્યોછ તું, શોચ કરીશ નહિ પાર્થ ॥ ૫ ॥

दैवी सम्पाद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः सम्पदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥

બેજ સૃષ્ટિ આ લોકમાં, દૈવી આસુરી સાર;
કહી દૈવી વિસ્તારથી, આસુરી મુજથી ધાર ॥ ૬ ॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

આસુરી જન જાણે નહિ, પ્રવૃત્તિ નિવૃત્તિ નિરધાર;
વળી તેઓમાં હોય નહિ, [4]શૌચ સત્ય [5]આચાર ॥ ૭ ॥

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

---

૧ પોતામાં સદ્ગુણ ન છતાં તે બતાવવાનો ડોળ ઘાલવો. ૨ ધન-વિદ્યા નિમિત્ત ચિત્તનું ઉન્મત્તપણું. ૩ બંધન માટે. ૪ શાસ્ત્રે કહેલી બાહાર તથા અંદરની પવિત્રતા. ૫ શાસ્ત્રે કહેલ આચાર.

વદે [1]અનીશ્વર તે જગત, [2]મૈથુનથી થાનાર;
[3]સત્ય [4]પ્રતિષ્ઠા વિણ વળી, [5]કામહેતુમત સાર ॥ ૮ ॥

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

આશ્રી એ મત ભ્રષ્ટ જે, [6]જગઅરિ [7]અલ્પધિ સાર;
જગ ક્ષયાર્થ તે થાયછે, ઉગ્ર કર્મ કરનાર ॥ ૯ ॥

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

નિશ્ચય અશુભ કરી મોહથી, આશ્રી કામ [8]દુષ્પૂર;
વર્ત્તે અશુચ વ્રતીજ તે, દંભિ માની [9]મદપૂર ॥ ૧૦ ॥

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

મરણ લગી તે રેહ છે, [10]ચિંતાગ્રસ્ત અપાર;
કામભોગ [11]પુરૂષાર્થ છે, નિશ્ચય ઇમ કરનાર ॥ ૧૧ ॥

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

---

૧ ઇશ્વરવિનાનું. ૨ પદાર્થોના પરસ્પર સંયોગથી. ૩ વેદોક્ત ધર્મનું સત્યપણું. ૪ ધર્માધર્મની વ્યવસ્થા. ૫ ઈચ્છારૂપ કારણવાળું. ૬ જગના શત્રુ. ૭ મંદમતિ. ૮ દુઃખે કરી પુરાય એવો. ૯ ઉન્મત્ત. ૧૦ ચિંતાતુર. ૧૧ પરમધર્મ.

[1]બદ્ધ [2]શતાશા જાળથી, કામ ક્રોધ આશ્રિત;
ભોગ અર્થે ઈચ્છેછ તે; અનીતિયે પણ [3]વીત ॥ ૧૨ ॥

**आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।**
**ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥ १२ ॥**

આજ મળી આ વસ્તુ, આ મેળવીશ, પ્રિય કાલ;
ધન મારૂં આ છેજ, આ થાશે ફરી તત્કાલ ॥ ૧૩ ॥

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**

માર્યો મેં આ શત્રુ વળી, મારીશ બીજા હુંજ;
સિદ્ધ સુખી બળવાન હું, ઇશ્વર ભોગી છુંજ ॥ ૧૪ ॥

**असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।**
**ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥**

છુંજ કુલીન, ધની હુંજ વળી, મુજ સરખો કો છોહ;
દૈશ યજ્ઞમાં, થૈશ ખુશી, ઇમ અવિવેકી તેહ ॥ ૧૫ ॥

**आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥**

---

૧ બંધાયલા. ૨ સૈકડો આશા. ૩ ધન.

ભ્રાંત બની બહુ ચિત્તથી, મોહ જાળે [1]આવૃત્ત;
પડે દુઃખરૂપ નરકમાં, કામભોગમાં સક્ત ॥ ૧૬ ॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥

તે અનમ્ર મનથી વડા, [2]વિત્તામાનમદ યુક્ત;
યજે [3]નામયજ્ઞે કરી, [4]અવિધિ દંભથી જુક્ત ॥ ૧૭ ॥

आत्मसम्भाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

કામી ક્રોધી અહંકારી બળી, દર્પી નિંદક સાર;
તે, નિજ પર વપુમાંય, મુજ, છેજ દ્વેશ કરનાર ॥ ૧૮ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

અશુભ દ્વેષી ક્રૂર તે, [5]અધમોને નિરધાર;
અસુર યોનિમા નિત્ય હું, નાખું આ સંસાર ॥ ૧૯ ॥

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

---

૧ વિંટાયલો. ૨ ધનથી થયેલ માન તથા મદ. ૩ નામ માત્ર યજ્ઞ. ૪ વિધિરહિત. ૫ નીચ.

જન્મ જન્મમાં મૂઢ તે, અસુર યોનિને પ્રાપ્ત;
પામેછે પાછ નીચ ગતિ, થૈ મુજને અપ્રાપ્ત ॥ ૨૦ ॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

કામ ક્રોધ ને લોભ એ, નરક તણા ત્રણ દ્વાર;
નાશક આત્મતણાજ, એ, તજવા ત્રણ નિરધાર ॥ ૨૧ ॥

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

એ ત્રણ [1]તમ દ્વારો થકી, મુક્ત બની, નિજ શ્રેય;
આચરેછ નર, પરગતિ, પામે પછી કૌંતેય ॥ ૨૨ ॥

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

મૂકી શાસ્ત્રવિધિ આચરે, કર્મ ઇચ્છાથી જેહ;
પામે નહિ સુખ સિદ્ધિ વળી, નહિ પરગતિ પણ તેહ ॥ ૨૩ ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥

---

૧ અજ્ઞાનરૂપ.

માટે [1]કાર્ય [2]અકાર્યમાં, છે તુજ શાસ્ત્ર પ્રમાણ;
જાણી [3]શાસ્ત્રવિધ કર્મ તું, કરવા યોગ્ય સુજાણ ॥ ૨૪ ॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्तुमिहार्हसि ॥ २४ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे दैवासुरसंपद्विभागयोगोनाम षोडशोऽध्यायः ॥ १६ ॥

---

૧ કરવાલાયક. ૨ ન કરવા લાયક. ૩ શાસ્ત્રે કહેલાં.

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

અર્જુન બોલ્યો.

મુકી શાસ્ત્રવિધિ કૃષ્ણ જે, યજેછ શ્રદ્ધાળુજ;
સત્વ તથા રજ, તમ વિષે, [1]નિષ્ઠા તેની શૂંજ ॥ ૧ ॥

अर्जुन उवाच ।

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા.

સ્વાભાવિક ત્રણ હોયછે, શ્રદ્ધા જીવોનીજ;
સાત્વિક, રાજસી, તામસી, શુણ તે મૂજ થકીજ ॥ ૨ ॥

श्रीभगवानुवाच ॥

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्विकी राजसी चैवं तामसी चेति तां शृणु ॥ २ ॥

સત્વયુક્ત સૌની શ્રધા, પુરૂષ શ્રધામય જાણ;
જે, જે શ્રદ્ધાયુક્ત, તે, છે તે શ્રદ્ધાવાન ॥ ૩ ॥

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

---

૧ સ્થિતિ.

યજે દેવને સાત્વિકો, રાજસ રાક્ષસ યક્ષ;
પ્રેત ભૂત ને અન્ય વળી, જે છે તામસ [1]સક્ષ ॥ ૪ ॥

यजन्ते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥

અશાસ્ત્રીય ભયકારી તપ, આચરેછજ ન જેહ;
અહંકારી દંભીજ ને, કામી રાગી બળી તેહ ॥ ૫ ॥

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

કરતાં નિજ [2]વપુભૂત [3]કૃશ, મુજને પણ [4]કૃશ સાર;
અવિવેકી તેનેજ તું, અસુર નિશ્ચયી ધાર ॥ ૬ ॥

कर्षयन्तः शरीरस्थं भूताग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

સર્વ તણો પ્રિય અહાર પણ, ત્રણ પ્રકાર અર્જુન;
તેમ યજ્ઞ તપ દાન, આ ભેદ તેમનો સુણ ॥ ૭ ॥

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

---

૧ લોક, જન. ૨ શરીરના પાંચ મહાભૂત. ૩ બારીક, દુબળા.
૪ મરજી ઉપરાંત આચરણ કરવારૂપ કૃશપણું.

[1]આયુ [2]સત્વ [3]આરોગ્ય [4]બળ, સુખ પ્રીતિકર આહાર;
[5]સ્નિગ્ધ [6]હૃદ્ય [7]રસવાન [8]સ્થિર, સાત્વિક પ્રિય નિરધાર ॥ ૮ ॥

आयुःसत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः॥८॥

[9]અમ્લ [10]લવણ [11]કુટુ ઉષ્ણ, અતિ, [12]તીક્ષ્ણ [13]રુક્ષ [14]દાહકાર;
શોક રોગ દુખ દેછ એ, રાજસને પ્રિય અહાર ॥ ૯ ॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

દુર્ગંધ યુક્ત [15]પ્રહરગત, [16]ગતરસ [17]વાસી અન્ન;
એઠું ને અપવિત્ર એ, તામસ પ્રિય ભોજન્ન ॥ ૧૦ ॥

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

યજવો, ઇમ મન સ્થિર કરી, [18]નિષ્કામીયે જેહ;
યજાય શાસ્ત્રે [19]વિહિત તો, સાત્વિક યજ્ઞજ તેહ ॥ ૧૧ ॥

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥ ११ ॥

---

૧ આયુષ. ૨ ઉત્સાહ. ૩ રોગરહિતપણું. ૪ શક્તિ. ૫ સ્નેહયુક્ત, ચિકણુતાવાળું. ૬ મનોહર. ૭ મધુર રસવાળું. ૮ દેહમાં ઘણા કાળ-સુધી જેનું સાર રહેછે એવું. ૯ ખાટું. ૧૦ ખારૂં. ૧૧ કડવું. ૧૨ તીખું. ૧૩ તુરૂં, રૂખું. ૧૪ દાહ કરનાર. ૧૫ એક પ્રહર થઈ ગયેલ. ૧૬ રસ-વિનાનું. ૧૭ આગલા દિવસનું રાંધેલું. ૧૮ ફળની ઇચ્છાવગરનાએ. ૧૯ કહેલ.

[1]ઉદ્દેશી ફળનેજ, જે, ભરતવંશમાં મહાન;
દંભાર્થેજ યજાય તે, રાજસ યજ્ઞજ જાણ ॥ ૧૨ ॥

अभिसन्धाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

અન્નમંત્ર વિધિહીન વળી, દક્ષિણાવિણ જેહ;
હોય શ્રદ્ધાવિણ તેહને, તામસ યજ્ઞજ કેહ ॥ ૧૩ ॥

विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

દેવ દ્વિજ [2]ગુરૂ [3]પ્રાજ્ઞનું, પૂજન વાળ બ્રહ્મચર્ય;
શૌચ અહિંસા નમ્રતા, શારીર તપ કહે [4]વર્ય ॥ ૧૪ ॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

અદુ:ખકર હિતકારી પ્રિય, વાક્યજ સત્ય [5]વદાય;
વેદતણો અભ્યાસ, એ, વાણી તપ કહેવાય ॥ ૧૫ ॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

---

૧ મનથી ધારીને. ૨ બ્રહ્મવિદ્યા દેનાર અથવા માતાપિતાદિ વડીલ. ૩ જ્ઞાની. ૪ શ્રેષ્ઠ અર્જુનનું સંબોધન છે. ૫ બોલાય.

મન નિર્મળ અક્રૂરતા, મૌન [1]આત્મવશ સાર;
અકપટતા, કહેવાય એ, માનસ તપ નિરધાર ॥ ૧૬ ॥

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

[2]અકામી યુક્ત નરે કરી, તપ એ [3]ત્રિવિધ કરાય;
શ્રદ્ધા પરમવડેજ તે, સાત્વિક તપ કહેવાય ॥ ૧૭ ॥

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७**

પૂજા સત્કારાર્થે વળી, માન અર્થે તપ જેહ;
કરાય દંભે, ક્ષણિક ચળ, રાજસ તપ કહે તેહ ॥ ૧૮ ॥

**सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

પીડી [4]પિંડ [5]દુરાગ્રહે, તપ જે પાર્થ કરાય;
પરના વિનાશ માટ વા, તામસ તપ કહેવાય ॥ ૧૯ ॥

**मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥**

---

૧ મન વશ કરવું. ૨ ફળની ઈચ્છા નહિ કરનાર. ૩ ત્રણ પ્રકારના. ૪ શરીર. ૫ હઠથી.

દેશ કાળ ને પાત્રમાં, [1]અનુપકારીને જેહ;
દેવું, એમ અપાય છે, સાત્વિક દાનજ તેહ ॥ ૨૦ ॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

પ્રત્યુપકારાર્થેજ વા, ઉદ્દેશી ફળ જેહ;
અપાય ખેદેં યુક્ત, તે, રાજસ દાનજ કેહ ॥ ૨૧ ॥

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

દાન અદેશ અકાળમાં, અપાત્રનેજ અપાય;
આદર ને સત્કાર વિણ, તામસ તે કહેવાય ॥ ૨૨ ॥

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

[3]ઓંતત્સત, એ બ્રહ્મની, આજ્ઞા કહી ત્રણ ભેદ;
નિર્મ્યા તેણે પ્રથમ તો, બ્રાહ્મણ યજ્ઞો વેદ ॥ ૨૩ ॥

ओं तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

---

૧ ઉપકાર ન કરનારને. ૨ પાછો બદલો લેવામાટે. ૩ ત્રણે પદ બ્રહ્મવાચક છે.

માટે નિત બ્રહ્મવાદીની, ઓમ, ઉચરી થાય;
યજ્ઞ દાન તપની ક્રિયા, શાસ્ત્રે જેમ વદાય ॥ ૨૪ ॥

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

ઉચરી તત્પદ છોડી ફળ, મોક્ષેચ્છુયે સાર;
ક્રિયા યજ્ઞ તપ દાનની, કરાય વિવિધ પ્રકાર ॥ ૨૫ ॥

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥२५॥

[1]સાધુ તથા [2]સદ્ભાવમાં, સત, એ પદ યોજાય;
તેમ માંગલીક કર્મમાં, સત અર્જુન જોડાય ॥ ૨૬ ॥

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

યજ્ઞ તથા તપ દાનમાં, સ્થિતિ તે સત કહેવાય;
તે અર્થે જે કર્મ તે, સત, શબ્દેજ વદાય ॥ ૨૭ ॥

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

---

૧ શ્રેષ્ઠ. ૨ હોવાપણું.

હવન દાન તપ કૈં વળી, અશ્રદ્ધાયે થાય;
અસત, પાર્થ કહેવાય તે, ન ફળે અહિં ને ત્યાંય ॥ ૨૮ ॥

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे श्रद्धात्रयविभागयोगोनाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

# ॥ अथाष्टादशोऽध्यायः ॥

અર્જુન બોલ્યો.

[1]કેશિનિષૂદન જાણવા, ઇચ્છું ભિન્ન, હૃષીકેશ;
તત્વ, ત્યાગ સંન્યાસનું, મહાબાહુ પરમેશ ॥ ૧ ॥

अर्जुन उवाच ।

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા.

[2]કામ્ય કર્મના ત્યાગને, [3]કવિ જાણે સંન્યાસ;
[4]નિપુણો કહેછે ત્યાગ, જે સર્વ કર્મફળ [5]ન્યાસ ॥ ૨ ॥

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

બુદ્ધિમાન કો ઈમ કહે, કર્મદોષવત્ય [6]ત્યાજ્ય;
યજ્ઞ દાન તપ કર્મને, અન્ય કહે અત્યાજ્ય ॥ ૩ ॥

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

---

૧ કેશિ નામના દૈત્યને મારનાર. ૨ સકામ. ૩ વિદ્વાન. ૪ ડાહ્યા, પંડિત. ૫ મનથી ત્યાગ. ૬ ત્યાગ કરવાલાયક.

નિશ્ચય મુજ, એ ત્યાગમાં, શુણ તું ભારતધીર;
કહેલ છે ત્રણ ભેદથી, ત્યાગજ, નરમાં વીર ॥ ૪ ॥

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

નહિ તજવાં, કરવાંજ એ, યજ્ઞ દાન તપ કર્મ;
બુદ્ધિમાનને એહ છે, [1]પાવન કર્તા ધર્મ ॥ ૫ ॥

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

સંગ તથા ફળ મૂકી એ, કર્મ ભરતસત્તમ;
આચરવાં ઇમ છેજ મુજ, નિશ્ચિત મત ઉત્તમ ॥ ૬ ॥

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

[2]નિયતકર્મનો ત્યાગ તો, યોગ્ય નહીં કહેવાય;
મોહથી તેનો ત્યાગ, એ, તામસ ત્યાગ વદાય ॥ ૭ ॥

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

---

૧ પવિત્ર. ૨ નિર્મેલાં નિત્યકર્મ.

[1]કાયક્લેશના ભયથકી, ત્યજે કર્મ દુખ જાણી;
રાજસ ત્યાગ કરી, ન તે, ફળને પામે પ્રાણી ॥ ૮ ॥

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

નિયતકર્મ કરવાંજ ઇમ, અર્જુન કર્મ કરાય;
સંગ તથા ફળ મૂકી, એ, સાત્વિક ત્યાગ મનાય ॥ ૯ ॥

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः ॥९॥

[2]દુખદ કર્મ દ્વેષે નહીં, કુશલે નહિ રંજેહ;
બુદ્ધિમાન સંશય રહિત, સાત્વિક ત્યાગી તેહ ॥ ૧૦ ॥

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥

દેહધારિયે કર્મ સૌ, ત્યાગ કરી ન શકાય;
કર્મતણા ફળ ત્યાગી જે, ત્યાગી તે કહેવાય ॥ ૧૧ ॥

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

---

૧ શરીરનો ક્લેશ. ૨ કંટાળો આપનાર.

[1]મિશ્રિત, ઇષ્ટ અનિષ્ટ, એ, ત્રિવિધ કર્મફળ થાય;
મરણ પછી અત્યાગીને, ત્યાગીને ન કદાય ॥ ૧૨ ॥

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥

સર્વ કર્મ સિધ્યર્થ તો, સાંખ્ય શાસ્ત્રમાં સાર;
કારણ પંચ કથ્યાંજ આ, અર્જુન મુજથી ધાર ॥ ૧૩ ॥

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥

જુદી જુદી ઇંદ્રિય વળી, દેહ તથા અહંકાર;
પ્રાણાદિ [2]ચેષ્ટા [3]પૃથક્, દૈવ પાંચમું સાર ॥ ૧૪ ॥

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥

મન વાણી દેહે કરી, ધર્મ્ય અધર્મ્યજ જેહ;
કરે કર્મ નર, તે તણાં, કારણ પંચજ એહ ॥ ૧૫ ॥

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥

---

૧ ઈષ્ટ અનિષ્ટથી મિશ્ર. ૨ વ્યાપાર. ૩ જુદી.

એમ છતાં પણ જોય છે, [1]અકૃતબુદ્ધિથી જેહ;
કર્તા [2]શુદ્ધાત્માજને, જુએ ન [3]દુર્મતિ તેહ ॥ ૧૬ ॥

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

અહંકૃતપણું જેને નહિ, જેનું ન મન લેપાય,
હણી આ લોકોનેજ તે, ન હણે નહિ બંધાય ॥ ૧૭ ॥

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

જ્ઞેય જ્ઞાન જ્ઞાતાજ, ત્રણ કર્મ પ્રેરણા એહ;
[4]કરણ [5]કર્મ કર્તાજ, એ, [6]કર્માશ્રય ત્રણ છેહ ॥ ૧૮ ॥

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥

જ્ઞાન કર્મ કર્તા વળી, ગુણ ભેદે ત્રણ પાર્થ;
સાંખ્ય શાસ્ત્રમાં એ કહ્યાં, સુણ તું તેજ યથાર્થ ॥ ૧૯ ॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

---

૧ સંસ્કાર નહિ પામેલી, શાસ્ત્ર જ્ઞાનથી રહિત. ૨ પવિત્ર આત્મા. ૩ દુષ્ટ બુદ્ધિવાળો. ૪ સર્વ ઇંદ્રિય. ૫ કર્તાએ ઈચ્છેલું. ૬ કર્મ જેથી થાયછે તે.

જેથી જુદા સૌ ભૂતમાં, અજુદો અવ્યય ભાવ;
એકજ દેખે જાણ તે, સાત્વિક જ્ઞાનજ સાવ ॥ ૨૦ ॥

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥ २० ॥

[1]પૃથક્પણે, સૌ ભૂતમાં, [2]પૃથક્ભાવ બહુ સાર;
જાણે જેણે, પાર્થ તે, રાજસ જ્ઞાનજ ધાર ॥ ૨૧ ॥

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

એક [3]કાર્યમાં માની સૌ, [4]સક્ત [5]હેતુ વિણ જેહ;
[6]તત્વશૂન્ય ને [7]અલ્પ, કહ્યું, તામસ જ્ઞાનજ તેહ ॥ ૨૨ ॥

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

રાગ દ્વેષ સંગે રહિત, નિત્યજ કર્મ કરાય;
નિષ્કામીયે, પાર્થ જે, સાત્વિક તે કહેવાય ॥ ૨૩ ॥

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्विकमुच्यते ॥ २३ ॥

---

૧ જુદાપણે. ૨ જુદો ભાવ. ૩ બનાવેલા પદાર્થમાં. ૪ આસક્ત. ૫ કારણ. ૬ બ્રહ્મજ્ઞાનથી શૂન્ય. ૭ તુચ્છ.

સકામી વા અહંકારીયે, કર્મ કરાયે જેહ;
બહુ [1]પ્રયાસથી યુક્ત, કહ્યું, રાજસ કર્મજ તેહ ॥ ૨૪ ॥

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

હિંસા ક્ષય સામર્થ્ય વળી, ભાવી નહિ જોવાય;
મોહથી આરંભાય તે, તામસ કર્મ વદાય ॥ ૨૫ ॥

अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म तत्तामसमुदाहृतम् ॥ २५ ॥

મુક્ત સંગ, [2]ગર્વોક્તિવિણ, ધૃતિ [3]ઉત્સાહે યુક્ત;
સિદ્ધિ અસિદ્ધિમાંજ સમ, કર્તા સાત્ત્વિક [4]ઉક્ત ॥ ૨૬ ॥

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥

કર્મ [5]ફળેચ્છુ [6]રાગી વળી, અશુદ્ધ હિંસક લોભી;
હર્ષ શોકથી યુક્ત, કહે, રાજસ કર્તા [7]ક્ષોભી ॥ ૨૭ ॥

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

---

૧ મ્હેનત. ૨ અહંકારવાળી વાણી. ૩ ઉદ્યમે. ૪ કહેલ છે.
૫ ફળની ઈચ્છા રાખનાર. ૬ પ્રતિમાન. ૭ ક્ષોભ પામનાર, વિક્ષિપ્ત.

[1]નૈષ્કૃતિક, શઠ, આળસુ વળી, [2]પ્રાકૃત [3]સ્તબ્ધ [4]અયુક્ત;
[5]દીર્ઘસૂત્રી ને ખેદી તે, કર્તા તામસ ઉક્ત ॥ ૨૮ ॥

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥**

ગુણથી ધૃતિ ને બુદ્ધિનો, ભેદજ ત્રણ વિધ સાર;
કહું અશેષ વિવેકથી, અર્જુન તું [6]ઉર ધાર ॥ ૨૯ ॥

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनञ्जय ॥ २९ ॥**

પ્રવૃત્તિ નિવૃત્તિ ભય ને અભય, કાર્ય અકાર્યજ જેહ;
બંધ મોક્ષ જાણે વળી, સાત્વિક બુદ્ધિ તેહ ॥ ૩૦ ॥

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥**

જેણે ધર્મ અધર્મ વળી, કાર્ય અકાર્ય યથાર્થ;
જાણે નહિ, તે બુદ્ધિ છે, રાજસી બુદ્ધિ પાર્થ ॥ ૩૧ ॥

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

---

૧ પારકાનું અપમાન કરનાર. ૨ અવિવેકી. ૩ અનમ્ર. ૪ અયોગ્ય. ૫ મનસુખી. ૬ હૃદય.

ધર્મની પેઠે અધર્મ વળી, [1]વિપરીતજ સ્વાર્થ;
માને, [2]તમ [3]છાદિત તે, તામસી બુદ્ધિ પાર્થ ॥ ૩૨ ॥

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

[4]યોગે [5]અવ્યભિચારિણી, [6]ધૃતિયે પાર્થ કરાય;
ક્રિયા, પ્રાણ મન ઇંદ્રિયની, સાત્ત્વિક ધૃતિ કહેવાય ॥ ૩૩ ॥

धृत्या यया धारयते मनः प्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥३३॥

જેણે ધારણ થાયછે, ધર્મ અર્થ ને કામ;
પ્રસંગપર ફલ [7]ઇચ્છું જે, ધૃતિ તે રાજસી નામ ॥ ૩૪ ॥

यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ।
प्रसङ्गेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥

[8]સ્વપ્ન શોક ભય દુઃખ વળી, મદ પણ નહિ મૂકાય;
[9]દુષ્ટ બુદ્ધિયે જેથી તે, ધૃતિ તામસી મનાય ॥ ૩૫ ॥

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥

---

૧ ઉલટાં. ૨ અજ્ઞાને. ૩ ઢાંકેલ. ૪ ચિત્તની એકાગ્રતાવડે. ૫ નિશ્ચયવાળી. ૬ ધૈર્યેકરી. ૭ ઈચ્છનાર. ૮ નિદ્રા. ૯ ખરાબ બુદ્ધિવાળા પુરૂષે.

અર્જુન સુણ મુજથી હવે, સુખ પણ ત્રણ વિધ સાર;
અભ્યાસેં જેમાં રમે, પામે દુખનો પાર ॥ ૩૬ ॥

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ३६ ॥

લાગે વિષસમ પ્રથમ જે, અંતે અમૃત થાય;
આત્મબુદ્ધિથી પ્રાપ્ત તે, સુખ સાત્ત્વિક કહેવાય ॥ ૩૭ ॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

[1]વિષયેન્દ્રિય [2]સંયોગથી, અમૃત પ્રથમ જણાય;
પરિણામે વિષરૂપ તે, રાજસ સુખ વદાય ॥ ૩૮ ॥

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

પ્રમાદ આળસ ઉંઘથી, થનાર ને વળી જેહ;
[3]ચિત્તમોહક પછી ને પ્રથમ, તામસ સુખ કહ્યું તેહ ॥ ૩૯ ॥

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

---

૧ વિષય તથા ઇંદ્રિયો. ૨ સંબંધ. ૩ ચિત્તને મોહ કરનાર.

એ ત્રણ પ્રકૃતિ ગુણો થકી, રહિતજ એવું કાંઇ;
નથી સ્વર્ગે દેવો વિષે, નથી ફરી ભૂમિમાંઇ ॥ ૪૦ ॥

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને, શૂદ્રોના અર્જુન;
સ્વાભાવિક ગુણથી કહ્યાં, કર્મ જુદાં તે સુણ ॥ ૪૧ ॥

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

શમ દમ તપ ને શૌચ વળી, [1]આર્જવ [2]આસ્તિક ધર્મ;
ક્ષમા જ્ઞાન વિજ્ઞાન એ, સહજ [3]બ્રહ્મનાં કર્મ ॥ ૪૨ ॥

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

શૌર્ય [4]તેજ ધૃતિ [5]નિપુણતા, ઉદારતા [6]પ્રભુધર્મ;
યુદ્ધથી નહિ હઠવુંજ, એ, સહજ ક્ષત્રીનાં કર્મ ॥ ૪૩ ॥

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

---

૧ સરળતા. ૨ ઈશ્વર ઉપર આસ્થા. ૩ બ્રાહ્મણ. ૪ પ્રૌઢતા. ૫ ડહાપણ. ૬ પ્રજાને નિયમમાં રાખવારૂપ ધર્મ.

[1]ગોરક્ષા, [2]વાણિજ્ય [3]કૃષિ, સહજ વૈશ્યનાં કર્મ;
સહજ શૂદ્રનું કર્મ તે, જે સેવા રૂપ ધર્મ ॥ ૪૪ ॥

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

[4]અભિરત નિજ નિજ કર્મમાં, નર પામે સંસિદ્ધિ;
સુણ તું તે પામેજ એ, [5]સ્વકર્મરત જિમ સિદ્ધિ ॥ ૪૫ ॥

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥

જેથી પ્રવૃત્તિ ભૂતો તણી, જેણે સૌ આ વ્યાપ્ત;
પામે સિદ્ધિ પૂજી તે, સ્વકર્મથી નર [6]આપ્ત ॥ ૪૬ ॥

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥

પર ધર્મ આચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ;
પાપ ન પામે આચરી, સ્વાભાવિક નિત કર્મ ॥ ૪૭ ॥

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

---

૧ ગાયોની રક્ષા. ૨ વ્યાપાર. ૩ ખેતી. ૪ પ્રીતિમાન, લાગેલો. ૫ પોતાના કર્મમાં લાગેલો. ૬ ઇચ્છા પુરી થયેલો, ધરાયલો.

સહજ કર્મ તજવાં નહીં, જોકે પાર્થ સદોષ;
ધૂમે અગ્નિ પેઠ સૌ, કર્મો નહિજ અદોષ ॥ ૪૮ ॥

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

બુદ્ધિ અસંગ, ઇચ્છા રહિત, સૌમાં જિત મન જેહ;
સંન્યાસે પામે પરમ, [1]નૈષ્કર્મ્ય સિદ્ધિ તેહ ॥ ૪૯ ॥

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

પામે સિદ્ધિ પ્રાપ્ત જિમ, બ્રહ્મજ, મુજથી સુણ;
સંક્ષેપેં, જે જ્ઞાનની, નિષ્ઠા પર અર્જૂન ॥ ૫૦ ॥

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

રાગ દ્વેષ મૂકી, ત્યજી, વિષયો શબ્દાદીય;
ધૃતિયે મન નિશ્ચલ કરી, યોગી [2]વિશુદ્ધ ધીય ॥ ૫૧ ॥

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

---

૧ મનથી સર્વ કર્મની નિવૃત્તિરૂપ. ૨ શુદ્ધ. ૩ બુદ્ધિવાળો.

[1]એકાંતિ [2]મિતભોજી વળી, વશ મન વાણી દેહ;
આશ્રિત નિત વૈરાગ્યને, ધ્યાન યોગ [3]પર જેહ ॥ ૫૨ ॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

ક્રોધ [4]પરિગ્રહ [5]દર્પ બળ, અહંકાર ને [6]કામ;
મૂકી, બ્રહ્મજ થાય તે, [7]નિર્મમ શાંત [8]અકામ ॥ ૫૩ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

[9]બ્રહ્મભૂત આનંદી નહિ, શોચે ઇચ્છે કાંઇ;
પામે, ઉત્તમ ભક્તિ મુજ, સમ થૈ સૌની માંઇ ॥ ૫૪ ॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

જેવો જે હું, તેહને, ભક્તિયેજ યથાર્થ;
જાણે, જાણી એમ પછી, પામે મુજને પાર્થ ॥ ૫૫ ॥

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥

---

૧ એકાંતવાસી. ૨ થોડું ખાનાર. ૩ તત્પર. ૪ સંસાર. ૫ ઉન્મત્તપણું. ૬ ઈચ્છા. ૭ મમતા રહિત. ૮ ઇચ્છાત્યાગરનો ૯ બ્રહ્મનિષ્ઠ.

કર્તા નિત સૌ કર્મ પણ, જન એ મુજ આશ્રિત;
મુજ પ્રસાદથી મેળવે, નિતપદ નાશ રહિત ॥ ૫૬ ॥

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

અર્પી મને સૌ કર્મ તું, મનથી, મત્પર સાર;
[1]બુદ્ધિયોગ આશ્રીજ નિત, [2]મત્ચિત્ત થા નિરધાર ॥ ૫૭ ॥

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

મુજ પ્રસાદથી દુઃખ સૌ, મત્ચિત્ત થૈજ તરીશ;
પણ ગર્વે ન સુણીશ તો, વિનાશને પામીશ ॥ ૫૮ ॥

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥**

નહિ લડું કદી ઇમ ગર્વથી, જો તું માનીશ સાર;
એ નિશ્ચય મિથ્યા, તને, [3]પ્રકૃતિ [4]યોજશે ધાર ॥ ૫૯ ॥

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥**

---

૧ જ્ઞાનયોગ. ૨ મારા આત્મસ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૩ સ્વભાવ. ૪ જોડશે.

સ્વાભાવિક નિજ કર્મથી, બાંધેલો તું, જેહ;
ન ઇચ્છે કરવા મોહથી, કરીશ અવશ થૈ તેહ ॥ ૬૦ ॥

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥

ઈશ્વર સૌનાં હૃદયમાં, રહેછે કુંતીસૂત;
ભ્રમાવતાં માયા વડે, [1]યંત્રારૂઢ સૌ ભૂત ॥ ૬૧ ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥

કર આશ્રય સૌ ભાવથી, તેનો કુરૂ [2]સત્તમ;
પામીશ તેની કૃપાવડે, નિતપદ સુખ ઉત્તમ ॥ ૬૨ ॥

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥

કહ્યું ગુપ્તથી ગુપ્ત મેં, જ્ઞાનજ તુજને એમ;
અશેષ વિચારી તે, પછી, કર તું ઇચ્છે જેમ ॥ ૬૩ ॥

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

---

૧ લાકડાની પેઠે શરીરરૂપ યંત્ર ઉપર ચઢેલા. ૨ શ્રેષ્ઠ.

સર્વ ગુહ્યમાં ગુહ્ય ફરી, પરમ વચન મુજ સૂણ;
મુજ અતિ પ્રિય તું, તેથી હું કહું તુજ હિત અર્જૂન ॥ ૬૪ ॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

નમ મુજને મુજ ભક્ત થા, [1]મદ્યજી ને મચ્ચિત્ત;
પામીશ [2]મુજને સત્ય કહું, છો પ્રિય મુજ ખચ્ચિત ॥ ૬૫ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

સર્વ ધર્મને મૂકીને, કર આશ્રય મુજ એક;
શોચ મકર હું છોડવીશ, સર્વ પાપથી છેક ॥ ૬૬ ॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

મુજ નિંદક, સેવા રહિત, અધર્મી અભક્ત જેહ;
હોય તેને નહિ કદી, કહેવું આ કૌંતેય ॥ ૬૭ ॥

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

---

૧ મારૂં યજન કરનાર. ૨ મારા આત્મસ્વરૂપને.

પણ કહેશે મુજ ભક્તને, પરમ ગુહ્ય આ જેહ;
કરી મુજ ભક્તિ [1]અસંશયી, પામે મુજને તેહ ॥ ૬૮ ॥

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

મનુષ્યમાં તેથી અધિક, નથી મુજ પ્રિય કરનાર;
[2]ભૂમાં તેથી અન્ય નથી, મુજ અતિપ્રિય થાનાર ॥ ૬૯ ॥

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

ધર્મ્યવાદ આ આપણો, મનુષ્ય ભણશે જેહ;
જ્ઞાનયજ્ઞથી ઇષ્ટ છું, તેણે, મુજ મતિ એહ ॥ ૭૦ ॥

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

સુણે અનિંદક નર કદી, થૈને શ્રદ્ધાયુક્ત;
પુણ્યવાનના લોક શુભ, પામે થૈ તે મુક્ત ॥ ૭૧ ॥

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

---

૧ નિશ્ચયી. ૨ પૃથ્વીમાં.

શું તેં આ સ્થિર ચિત્તથી, સાંભળીયૂંજ યથાર્થ;
શું અજ્ઞાની મોહ તુજ, પામ્યો નાશજ પાર્થ ॥ ૭૨ ॥

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसम्मोहः प्रनष्टस्ते धनञ्जय ॥ ७२ ॥

અર્જુન બોલ્યો.

ટળ્યો મોહ સ્મૃતિ મેળવી, આપ પ્રસાદેં ઇશ;
નિ:સંદેહ ઉભોજ હું, આપ વચનજ કરીશ ॥ ૭૩ ॥

अर्जुन उवाच ।

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

સંજય બોલ્યો.

મહા કૃષ્ણ ને પાર્થનો, રોમહર્ષક અદ્‌ભુત;
સુણ્યો મેંજ સંવાદ આ, એમ [1]અંબિકાસૂત ॥ ૭૪ ॥

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

---

૧ અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા.

પરમ ગુહ્ય આ જ્ઞાન મેં, વ્યાસપ્રસાદે સુણ્યું;
યોગેશ્વર હરિથીજ, જે, સાક્ષાત્પોતે ભણ્યું ॥ ૭૫ ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

કૃષ્ણ પાર્થનો વાદ આ, અદ્ભુત પુણ્યજ રૂપ;
સંભારી સંભારી હું, હર્ષ ફરી ફરી [1]ભૂપ ॥ ૭૬ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

સંભારી તે રૂપ અતિ, અદ્ભૂત હરિનું રાય;
હર્ષું ફરી ફરી ને મને, વિસ્મય મોટો થાય ॥ ૭૭ ॥

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७॥

જ્યાં યોગેશ્વર કૃષ્ણને, પાર્થ ધનુર્ધર જ્યાંય;
[2]વિજય [3]ભૂતિ [4]શ્રી નીતિ [5]ધ્રુવ, મુજ મતિયેં છે ત્યાંય ॥ ૭૮ ॥

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

॥ इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे मोक्षसंन्यासोपदेशयोगो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

૧ રાજા. ૨ વિજય. ૩ ઐશ્વર્ય. ૪ લક્ષ્મી. ૫ નિશ્ચળ.

# શુદ્ધિપત્ર.



| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૪ | કહે છે | બોલ્યા |
| ,, | ૧૦ | કહે છે | બોલ્યો |
| ૬ | ૧૧ | કહે છે | બોલ્યો |
| ૭ | ૩ | कामानवास्थितान् | कामानवस्थितान् |
| ,, | ૯ | કહે છે | બોલ્યો |
| ૮ | ૧૧ | કહે છે | બોલ્યો |
| ૧૩ | ૯ | કહે છે | બોલ્યો |
| ૧૪ | ૨ | કહે છે | બોલ્યો |
| ,, | ૮ | કહે છે | બોલ્યા |
| ૧૭ | ૯ | કહે છે | બોલ્યો |
| ૧૮ | ૧ | કહે છે | બોલ્યો |
| ૨૭ | ૪ | व्ययसायात्मिका | व्यवसायात्मिका |
| ૨૯ | ૯ | પુછે છે | બોલ્યો |
| ,, | ૧૪ | वज्रेत | व्रजेत |
| ૩૨ | ૩ | संमोहात्स्मृातिविभ्रमः | संमोहात्स्मृतिविभ्रमः |
| ૩૬ | ૮ | मर्वैः | सर्वैः |
| ,, | ૧૨ | मिथ्याचार | मिथ्याचारः |
| ૩૯ | ૧૬ | ह्यारन्कचर्म | ह्याचरन्कर्म |
| ૭૫ | ૧૬ | योगसांसिद्धि | योगसंसिद्धिं |
| ૮૫ | ૮ | नभिजानाति | नाभिजानाति |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૧ | ૩ | पुनजन्म | पुनर्जन्म |
| ૯૭ | ૧૫ | सर्वा | सर्वाः |
| ૧૦૬ | ૧૧ | महर्षयँः | महर्षयः |
| ,, | ૧૫ | यागं | योगं |
| ૧૧૨ | ૬ | આર્થમાંજ | અર્થમાજ |
| ૧૧૫ | ૪ | प्राक्तो | प्रोक्तो |
| ૧૨૩ | ૮ | पुष्कज्ञाभिः | पुष्कलाभिः |
| ૧૪૨ | ૮ | मामिच्छामुं | मामिच्छासुं |
| ૧૬૨ | ૬ | गुणत्रयोविभागयोगोनाम | गुणत्रयविभाग-योगोनाम |
| ૧૬૩ | ૭ | छन्दान्सि | छन्दांसि |
| ૧૭૪ | ૩ | समावृत्ताः | समावृताः |
| ,, | ૫ | વિતામાનમદ | વિત્તમાનમદ |
| ,, | ૧૫ | क्रूान्सन्सारेषु | क्रूरान्संसारेषु |
| ૧૭૭ | ૧૩ | चैवं | चैव |
| ૧૭૮ | ૩ | सत्रिका | सात्त्रिका |
| ,, | ૧૧ | भूताग्राममचेतसः | भूतग्राममचेतसः |
| ૧૯૬ | ૩ | कृषिगोरक्षत्राणिज्यं | कृषिगोरक्ष्यवाणिज्यं |
| ૧૯૮ | ૩ | लघ्राशी | लघ्वाशी |

———:(०):———

